# સૂરઃ આલેઈમરાન

**નામકરણ :-**

આ સૂરઃ માં એક જગ્યાએ ''આલેઈમરાન''નો ઉલ્લેખ આવ્યો છે. આને જ પ્રતીક તરીકે સૂરઃ નું નામ આપવામાં આવ્યું છે.

**ઊતરાણકાળ અને વિષયવસ્તુ :**

આ સૂરઃ માં ચાર પ્રવચનોનો સમાવેશ થયેલો છે :

પહેલું પ્રવચન સૂરઃના આરંભથી ચોથા રુકૂઅની શરૂઆતની બે આયતો સુધી છે અને તે લગભગ બદ્રની લડાઈ પછીના નજીકના ગાળામાં જ ઊતરેલું છે.

બીજું પ્રવચન આયત '' اِنَّ اللّٰهَ اصْطَفٰىٓ اٰدَمَ وَنُوْحًا وَّاٰلَ اِبْرٰهِيْمَ وَاٰلَ عِمْرٰنَ عَلَى الْعٰلَمِيْنَ ''. (અલ્લાહે આદમ અને નૂહ અને આલેઈબ્રાહીમ તથા આલેઈમરાનને તમામ દુનિયાના લોકો ઉપર પસંદગી આપીને પોતાની રિસાલત (Prophethood) ના કામ માટે પસંદ કર્યા હતાં) થી શરૂ થાય છે અને છઠ્ઠા રુકૂઅના અંત ઉપર સમાપ્ત થાય છે. આ પ્રવચન હિજરી સન ૯ માં નજરાનના પ્રતિનિધિમંડળના આગમન પ્રસંગે ઊતર્યું.

ત્રીજું પ્રવચન ૭મા રુકૂઅના આરંભથી લઈને ૧૨મા રુકૂઅના અંત સુધી ચાલે છે અને તેનો સમયગાળો પહેલા પ્રવચન પછી તરત જ જણાય છે.

ચોથું પ્રવચન ૧૩મા રુકૂઅથી માંડીને સૂરઃ ના અંત સુધી ઉહુદની લડાઈ પછી ઊતર્યું છે.

**સંબોધન અને ચર્ચાનાં વિષયો :-**

આ અલગ અલગ પ્રવચનોને ભેગાં કરીને જે વસ્તુ એક સળંગ વિષય બનાવે છે, તે હેતુ તથા કેન્દ્રીય વિષયની સમાનતા છે. સૂરઃ નું સંબોધન ખાસ કરીને બે જૂથોને થયેલું છે, એક ગ્રંથવાળાં (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ). બીજું, એ લોકો જે મુહમ્મદ સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં.

પહેલાં જૂથને એ જ ઢબે વધારાનો સંદેશ પહોંચાડવામાં આવ્યો છે જેનો સિલસિલો સૂરઃ બકરહમાં શરૂ કરવામાં આવ્યો હતો. અકીદાને લગતી તેમની ગુમરાહીઓ અને નૈતિક બૂરાઈઓ સામે ચેતવણી આપતાં તેમને જણાવવામાં આવ્યું છે કે આ રસૂલ અને આ કુર્આન એ જ દીન તરફ બોલાવી રહ્યાં છે જેની તરફ શરૂઆતથી તમામ નબીઓ બોલાવતા આવ્યાં છે અને અલ્લાહની રચના પ્રમાણે એક જ સત્યદીન છે. આ દીનના સીધા રસ્તેથી ચલિત થઈને જે રસ્તા તમે અપનાવ્યાં છે તે બધા એ ગ્રંથોની રૂએ પણ સાચાં નથી જેમને તમે આકાશી ગ્રંથો માનો છો, એટલા માટે આ સત્યનો સ્વીકાર કરો જેના સત્ય હોવાનો તમે પોતે પણ ઇનકાર નથી કરી શકતાં.

બીજા જૂથને, જે હવે ઉત્તમ ઉમ્મત હોવાની હેસિયતથી સત્યનો ધ્વજવાહક તથા દુનિયાની સુધારણા માટે જવાબદાર બનાવી દેવામાં આવ્યું છે, એના જ અનુસંધાનમાં વધારાની સૂચનાઓ આપવામાં આવી છે જેની શરૂઆત સૂરઃ બકરહથી શરૂ થઈ હતી. એમને અગાઉની ઉમ્મતોના ધાર્મિક અને નૈતિક પતનનું દારૂણ ચિત્ર દેખાડીને ચેતવવામાં આવ્યાં છે કે એમનાં પગલે ચાલવાથી બચો. એમને જણાવવામાં આવ્યું છે કે એક સુધારક જૂથ હોવાની હેસિયતથી તેઓ કેવી રીતે કામ કરે, તથા એ ગ્રંથવાળા અને દંભી મુસલમાનોની સાથે કેવો વ્યવહાર કરે જે ખુદાના રસ્તામાં જાત જાતની અડચણો ઊભી કરી રહ્યા હતાં. એમનું ધ્યાન તેમની એ નબળાઈઓની સુધારણા તરફ પણ દોરવામાં આવ્યું છે જે ઉહુદની લડાઈ પ્રસંગે જોવા મળી હતી.

આવી રીતે આ સૂરઃ પોતાના વિવિધ ભાગોમાં સળંગ અને સંકળાયેલી છે, એટલું જ નહીં બલ્કે સૂરઃ

બકરહની સાથે પણ તેનો એવો નજીકનો સંબંધ દેખાઈ આવે છે કે આ બિલ્કુલ તેની પૂર્તિ લાગે છે, અને એવું લાગે છે કે આનું સ્વાભાવિક સ્થાન સૂરઃ બકરહની સાથે જ છે.

**ઊતરાણકાળના સંજોગો :-**

સૂરઃ ની ઐતિહાસિક પૃષ્ઠભૂમિ આ પ્રમાણે છે :

(૧) સૂરઃ બકરહમાં આ સત્યદીન ઉપર ઈમાન લાવનારા લોકોને જે અજમાયશો અને મુસીબતો તથા કઠણાઈઓ સામે અગમચેતી આપી દેવામાં આવી હતી તે સંપૂર્ણ તીવ્રતાની સાથે સામે આવી ગઈ હતી. બદ્રની લડાઈમાં જો કે ઈમાનવાળાઓને વિજય મળ્યો હતો પરંતુ આ લડાઈ જાણે કે મધપૂડામાં પથ્થર મારવા સમાન હતી. આ સૌ પ્રથમ સશસ્ત્ર મુકાબલાએ આરબપ્રદેશની એ તમામ સત્તાઓને ચોંકાવી દીધી હતી જે આ નવા આંદોલન સામે દુશ્મનાવટ રાખતી હતી. ચારે તરફ તોફાનના ચિહ્નો દેખાઈ રહ્યા હતાં, મુસલમાનો ઉપર એક કાયમી ભય અને બેચેનીની હાલત છવાઈ ગઈ હતી અને એવું લાગી રહ્યું હતું કે મદીનાની આ નાનકડી વસ્તી, જેણે આડોશ-પાડોશની આખી દુનિયા સાથે લડાઈ વહોરી લીધી છે, પૃથ્વીના પટ ઉપરથી નામશેષ કરી દેવામાં આવશે. આવા સંજોગોમાં મદીનાની આર્થિક સ્થિતિ ઉપર પર ખૂબ જ માઠી અસરો પડી રહી હતી. પહેલાં તો એક નાનકડા મહોલ્લામાં, કે જેની વસ્તી થોડાક સેંકડોથી વધારે ન હતી, ત્યાં એકાએક મુહાજિરો એક મોટી સંખ્યામાં આવી જવાથી જ આર્થિક સંતુલન બગડી ગયું હતું. આની ઉપર વધારાની મુસીબત આ યુદ્ધની સ્થિતિના કારણે ઊભી થઈ ગઈ હતી.

(૨) હિજરત પછી નબી સ.અ.વ.એ મદીનાની આસપાસના યહૂદી કબીલાઓ સાથે જે સંધિઓ કરી હતી એ લોકોએ એ સંધિઓનું કોઈ માન રાખ્યું નહીં. બદ્રની લડાઈ સમયે આ ગ્રંથવાળાઓની હમદર્દીઓ તૌહીદ અને નબૂવ્વત, તથા ગ્રંથ અને આખિરતના માનનારા મુસલમાનોના બદલે મૂર્તિપૂજા કરનારા મુશ્રિકો સાથે હતી. બદ્ર પછી આ લોકો છડેચોક કુરૈશ તથા બીજા આરબ કબીલાઓને મુસલમાનો વિરૂદ્ધ ઉત્તેજિત કરીને બદલો લેવા માટે ઉશ્કેરવા માંડ્યાં. ખાસ કરીને બનીનઝીરના સરદાર કઅબ બિન અશ્રફે તો આ બાબતમાં પોતાના વિરોધી પ્રયાસોને આંધળી દુશ્મનાવટ, બલ્કે અધમતાની હદે પહોંચાડી દીધાં. મદીનાવાસીઓની સાથે આ યહૂદીઓ સાથે પાડોશ તથા મિત્રતાના જે સૈકાઓ જૂના સંબંધો ચાલ્યા આવતા હતાં તેમનું પણ તેમણે માન ન રાખ્યું. છેવટે જ્યારે તેમના ફિત્નાઓ અને સંધિભંગ સહનશીલતાની હદ વટાવી ગયાં ત્યારે નબી સ.વ.અ.એ, બદ્રના થોડા દિવસો પછી, બની કૈનુકાઅ ઉપર, કે જે આ યહૂદી કબીલાઓમાં સૌથી વધારે શરારતખોર હતાં, હુમલો કરી દીધો અને તેમને મદીનાની આસપાસના વિસ્તારોમાંથી હાંકી કાઢ્યાં. પરંતુ આનાથી બીજા યહૂદી કબીલાઓની દુશ્મનાવટની આગ વધુ સળગી ઉઠી. તેમણે મદીનાના દંભી મુસલમાનો અને હિજાઝના મુશ્રિક કબીલાઓ સાથે સાંઠગાંઠ કરીને ઇસ્લામ અને મુસલમાનો માટે ચારે તરફથી જોખમો ઊભા કરી દીધાં, એટલે સુધી કે નબી સ.અ.વ. ના જીવ વિષે હંમેશાં એવો ડર રહેવા લાગ્યો કે કોણ જાણે ક્યારે આપની ઉપર ખૂની હૂમલો થઈ જાય. સહાબીઓ એ જમાનામાં સામાન્ય રીતે હથિયાર સાથે લઈને સૂઈ રહેતા હતાં. અચાનક હુમલાના ડરથી રાત્રે ચોકી કરવામાં આવતી હતી. નબી સ.અ.વ. જો થોડા સમય માટે પણ નજર સામેથી દૂર થાય તો સહાબીઓ ગભરાઈને આપને શોધવા માટે નીકળી પડતા હતાં.

(૩) બદ્રના પરાજય પછી કુરૈશના દિલોમાં બદલાની આગ તો સળગેલી જ હતી ત્યાં યહૂદીઓએ તેમાં ઘી હોમ્યું. પરિણામ એ આવ્યું કે એક જ વર્ષ પછી મક્કામાંથી ૩૦૦૦ ના લશ્કરે મદીના ઉપર હુમલો કરી દીધો અને ઉહુદની તળેટીમાં એ લડાઈ થઈ જે જંગે ઉહુદના નામથી જાણીતી છે. આ લડાઈ માટે નબી સ.વ.અ.ની સાથે ૧૦૦૦ માણસો મદીનામાંથી નીકળ્યા હતાં પરંતુ રસ્તામાં ૩૦૦ દંભીઓ એકાએક છૂટા પડીને મદીના તરફ

પાછા વળી ગયાં અને જે ૭૦૦ માણસો આપની સાથે રહી ગયા હતાં એમાં પણ દંભીઓનું એક નાનકડું જૂથ ભળેલું રહ્યું જેણે લડાઈ દરમ્યાન મુસલમાનોની અંદર ફિત્નો પેદા કરવાના શકય તમામ પ્રયાસો કર્યા. આ પહેલો પ્રસંગ હતો જયારે એ ખબર પડી કે મુસલમાનોના પોતાના ઘરમાં આટલી મોટી સંખ્યામાં આંતરિક દુશ્મનો મોજૂદ છે અને તેઓ આવી રીતે બહારના દુશ્મનો સાથે ભળી જઈને પોતાના ભાઈબંધુઓને નુકસાન પહોંચાડવા માટે તત્પર છે.

(૪) ઉહદની લડાઈમાં મુસલમાનોને જે પરાજય મળ્યો તેમાં જો કે દંભીઓની ચાલોનો એક મોટો હિસ્સો હતો તેમ છતાં, એની સાથે મુસલમાનોની પોતાની નબળાઈઓનો હિસ્સો પણ કંઈ ઓછો ન હતો, તેમજ આ એક સ્વાભાવિક વાત હતી કે, એ ખાસ વિચારસરણી અને નૈતિકવ્યવસ્થા ઉપર જે સમુદાય હમણાં જ નવો નવો રચાયો હતો, જેની નૈતિક કેળવણી હજુ પૂરી થઈ શકી ન હતી, અને જેને પોતાની આસ્થા અને ધર્મની હિમાયતમાં લડવાનો આ બીજો જ પ્રસંગ મળ્યો હતો, તેના કામમાં અમુક નબળાઈઓ પણ દેખાઈ આવે. એટલા માટે લડાઈ પછી એ જરૂરી જણાયું કે આ લડાઈની સમગ્ર કાર્યવાહીની વિગતવાર સમીક્ષા કરવામાં આવે અને તેમાં ઈસ્લામી દ્રષ્ટિએ જે નબળાઈઓ મુસલમાનોમાં જોવા મળી હતી એમાંથી એક એકની તરફ આંગળી ચીંધીને તેની સુધારણા માટે સૂચનાઓ આપવામાં આવે. આ બાબતમાં આ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે આ લડાઈ ઉપર કુર્આનની સમીક્ષા એ સમીક્ષાઓ કરતાં કેટલી હદે અલગ છે જે દુનિયાના જનરલો પોતાની લડાઈઓ પછી કરતાં હોય છે.

- - - - -

| رُكُوعَاتُهَا ٢٠ | سُوْرَةُ اٰلِ عِمْرٰنَ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ٢٠٠ |
|---|---|---|
| રુકૂઅ : ૨૦ | સૂરઃ આલેઇમરાન, મદની | આયત : ૨૦૦ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ۟ۙ ١ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ الْحَيُّ الْقَيُّوْمُ ۗ ٢ نَزَّلَ عَلَيْكَ الْكِتٰبَ
بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَ اَنْزَلَ التَّوْرٰىةَ وَ الْاِنْجِيْلَ ۟ۙ ٣

**અલિફ, લામ, મીમ. અલ્લાહ, એ શાશ્વત અને હયાત હસ્તી, જે સૃષ્ટિતંત્રને ટકાવી રહી છે, હકીકતમાં તેના સિવાય કોઈ ખુદા નથી.**[૧]

**તેણે તમારી ઉપર આ ગ્રંથ ઉતાર્યો, જે સત્ય લઈને આવ્યો છે અને એ ગ્રંથોનું સમર્થન કરી રહ્યો છે જે પહેલાંથી ઊતરેલા હતાં. આની પહેલાં તે માનવજાતના માર્ગદર્શન માટે 'તૌરાત' અને 'ઇંજીલ' ઊતારી ચૂકયો છે,**[૨]

(૧) સમજૂતી માટે જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક ૨૭૮

(૨) સામાન્ય રીતે લોકો તૌરાતનો અર્થ બાઇબલના જૂના કરારના શરૂઆતના પાંચ પુસ્તકો તથા ઇંજીલનો અર્થ નવા કરારની ચાર મશહૂર ઇંજીલો કરે છે, આના લીધે એવો ગૂંચવાડો ઊભો થાય છે કે શું હકીકતમાં આ પુસ્તકો ખુદાઈ કલામ છે કે કેમ, અને શું ખરેખર કુર્આન એ તમામ વાતોનું સમર્થન કરે છે જે તેમાં નોંધાયેલી છે ? પરંતુ અસલ હકીકત આ છે કે તૌરાત બાઇબલના પહેલા પાંચ પુસ્તકોનું નામ નથી, બલ્કે તે તેમની અંદર સામેલ કરવામાં આવેલું છે, તથા ઇંજીલ નવા કરારની ચાર ઇંજીલોનું નામ નથી બલ્કે તે એમની અંદર જોવા મળે છે.

હકીકતમાં તૌરાતનો અર્થ એ આદેશો છે જે હઝરત મૂસા અ.સ.ના નબી તરીકે ઉઠવાથી તેમના અવસાન સુધી લગભગ ૪૦ વર્ષ દરમ્યાન એમની ઉપર ઊતર્યા હતાં. એમાંથી દસ હુકમો તો એ હતાં જે અલ્લાહતઆલાએ પથ્થરની પાટીઓ ઉપર કોતરીને એમને આપ્યા હતાં. બાકીના હુકમોને હઝરત મૂસા અ.સ.એ લખાવીને એમની બાર પ્રતો બનીઇસ્રાઈલના બાર કબીલાઓને આપી દીધી હતી અને એક નકલ બનીલાવીને સોંપી હતી કે જેથી તે એની રક્ષા કરે. આ જ પુસ્તકનું નામ "તૌરાત" હતું. આ આખું પુસ્તક બૈતલમકદિસના પહેલા વિનાશના સમય સુધી સુરક્ષિત હતું. તેની એક નકલ જે બનીલાવીને સુપ્રત કરવામાં આવી હતી તે, પથ્થરની પાટીઓ સહીત, કરારનામાની પેટીમાં રાખી દેવામાં આવી હતી અને બનીઇસ્રાઈલ તેને "**توریت**" તૌરેત ના નામથી ઓળખતા હતાં પરંતુ એના પ્રત્યે એમની બેદરકારી એટલી હદે પહોંચી ગઈ હતી કે યહૂદીયાના રાજા યૂસિયાહના જમાનામાં જયારે હૈકલેસુલૈમાનીની મરામત થઈ ત્યારે અચાનક મુખ્ય પુરોહિત

(એટલે કે હૈકલના ગાદીપતિ અને કોમના સૌથી મોટા ધાર્મિક નેતા) ખિલકિયાહને એક જગ્યાએ તૌરેત રાખેલી મળી આવી અને તેણે એક ચમત્કારી વસ્તુની જેમ શાહી મુન્શીને આપી અને શાહી મુન્શીએ તેને રાજાની સામે પ્રસ્તુત કરી, જાણે કોઈ નવાઈની વસ્તુ શોધી કઢાઈ હોય (જુઓ ૨-રાજાઓ, પ્રકરણ-૨૨, આયત-૮ થી ૧૩).

આ જ કારણ છે કે જયારે બખ્તનસર્રે જેરૂસલેમ જીતી લીધું અને હૈકલ સહિત શહેરનો ખુરદો બોલાવી દીધો ત્યારે બનીઇસ્રાઈલે તૌરાતની એ અસલ નકલો કે જે એમને ત્યાં અભરાઈએ ચઢાવી દીધેલી હતી તથા જૂજ સંખ્યામાં હતી, હંમેશને માટે ખોઈ નાખી. પછી જયારે અઝરા પુરોહિત (ઉઝૈર) ના જમાનામાં બનીઇસ્રાઈલના વધ્યાઘટ્યા લોકો બેબીલોનની કેદમાંથી જેરૂસલેમ પાછા આવ્યાં અને બૈતલમકદિસનું પુનઃનિર્માણ કરવામાં આવ્યું ત્યારે અઝરાએ પોતાની કોમના કેટલાક બીજા વડીલોની મદદ લઈને બનીઇસ્રાઈલના સમગ્ર ઇતિહાસનું સંપાદન કર્યું જે હવે બાઈબલના પહેલા સત્તર પુસ્તકોને આવરી લે છે. આ ઇતિહાસના ચાર પ્રકરણ એટલે કે નિર્ગમન, લેવીય, ગણતરી અને પુનર્નિયમ, હઝરત મૂસા અ.સ.ના જીવનચરિત્રને આવરી લે છે અને આ જ જીવનચરિત્રમાં ઊતરાણનો ઈતિહાસ ક્રમ પ્રમાણે તૌરાતની એ આયતોમાં પણ જરૂર પ્રમાણે નોંધી દેવામાં આવ્યો છે જે અઝરા અને તેના સહાયક વડીલોને મળી શકી. તેથી હકીકતમાં હવે તૌરાત એ વિખરાયેલા ભાગોનું નામ છે જે મૂસા અ.સ.ના જીવનચરિત્રમાં ઠેરઠેર જોવા મળે છે. અમે તેમને માત્ર એ નિશાની વડે ઓળખી શકીએ છીએ કે આ ઐતિહાસિક સંબોધન દરમ્યાન જયાં પણ મૂસા અ.સ.ના જીવનચરિત્ર વિષે લેખક કહે છે કે, ખુદાએ મૂસાને આમ કહ્યું, અથવા મૂસાએ કહ્યું કે તમારો ખુદા આમ કહે છે, ત્યાંથી તૌરાતનો એક ભાગ શરૂ થાય છે, અને જયાં ફરીથી જીવનચરિત્રનું સંબોધન શરૂ થઈ જાય છે ત્યાં એ ભાગ પૂરો થાય છે. વચ્ચે વચ્ચે જયાં કોઈ વસ્તુ બાઇબલના લેખકે સમજૂતી કે ટિપ્પણીના રૂપમાં ઉમેરેલી છે ત્યાં એક સામાન્ય માણસ માટે એ ભેદ કરવો મુશ્કેલ છે કે શું આ અસલ તૌરાતનો ભાગ છે કે પછી સમજૂતી અને ટિપ્પણી. તેમછતાં જે લોકો આકાશી ગ્રંથોનું ઊંડું જ્ઞાન ધરાવે છે તેઓ એક હદ સુધી યોગ્ય રીતે જાણી શકે છે કે આ ભાગોમાં કયાં કયાં ટિપ્પણીઓ અને સમજૂતીના ઉમેરા જોડી દેવામાં આવ્યાં છે.

કુર્આન આ જ વિખરાયેલા ભાગોને તૌરાત કહે છે, અને એમનું જ એ સમર્થન કરે છે અને હકીકત આ છે કે આ ભાગોને ભેગાં કરીને જયારે કુર્આનની સાથે સરખાવવામાં આવે છે ત્યારે અમુક અમુક ઠેકાણે ગૌણ આદેશોના મતભેદો સિવાય સૈદ્ધાંતિક શિક્ષણમાં બંને ગ્રંથોમાં વાળ બરાબર પણ તફાવત જોવા નથી મળતો. આજે પણ એક વાચક સ્પષ્ટપણે અનુભવ કરી શકે છે કે આ બંને ઝરણાં એક જ સ્રોતમાંથી નીકળેલાં છે.

આવી જ રીતે ઈંજીલ હકીકતમાં એ દિવ્ય પ્રવચનો અને વચનોનું નામ છે જે મસીહ અ.સ.એ એમના જીવનના અંતિમ અઢી-ત્રણ વર્ષ દરમ્યાન એક નબીની હેસિયતથી આપ્યા હતાં. એ પવિત્ર કથનો એમના જીવનમાં લખવામાં કે સંપાદિત કરવામાં આવ્યા હતાં કે નહીં, એના વિષે અત્યારે આપણી પાસે જાણવાનું કોઈ સાધન નથી. શકય છે કે અમુક લોકોએ એ નોંધી લીધાં હોય, અને એ પણ શકય છે કે સાંભળનારા શ્રદ્ધાળુઓએ એમને મોઢે કરી લીધાં હોય. ગમે તેમ પણ એક લાંબાગાળા પછી જયારે એમના જીવનચરિત્ર ઉપર વિવિધ પુસ્તકો લખવામાં આવ્યાં ત્યારે તેમાં ઐતિહાસિક વર્ણનોની સાથે તેમના પ્રવચનો અને કથનો પણ ઠેરઠેર, જરૂર જણાય ત્યાં, નોંધી દેવામાં આવ્યાં જે આ પુસ્તકોના લેખકો સુધી મૌખિક રિવાયતો અને લેખિત સ્મૃતિઓ મારફતે પહોંચ્યા હતાં. આજે માથ્થી, માર્ક, લૂક અને યોહાનના, જે પુસ્તકોને બાઇબલ કહેવામાં આવે છે

مِنْ قَبْلُ هُدًى لِّلنَّاسِ وَ اَنْزَلَ الْفُرْقَانَ ۬ؕ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا
بِاٰيٰتِ اللّٰهِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ؕ وَاللّٰهُ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿۴﴾
اِنَّ اللّٰهَ لَا يَخْفٰى عَلَيْهِ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ ؕ﴿۵﴾
هُوَ الَّذِىْ يُصَوِّرُكُمْ فِى الْاَرْحَامِ كَيْفَ يَشَآءُ ؕ لَآ اِلٰهَ اِلَّا
هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۶﴾ هُوَ الَّذِىْٓ اَنْزَلَ عَلَيْكَ الْكِتٰبَ

**અને તેણે એ કસોટી ઉતારી છે (જે સત્ય-અસત્યનો ભેદ દેખાડનાર છે). હવે જે લોકો અલ્લાહના આદેશોને માનવાનો ઈનકાર કરે, તેમને ચોક્કસપણે સખત સજા મળશે. અલ્લાહ અસીમ શકિતનો માલિક છે અને દુરાચારનો બદલો આપનાર છે.**

**ધરતી અને આકાશની કોઈ પણ વસ્તુ અલ્લાહથી છુપી નથી,[૩] તે જ તો છે જે તમારી માતાઓની કૂખમાં તમારા આકાર, ઈચ્છે છે તેમ, બનાવે છે.[૪] એ જોરાવર ડહાપણવાળા સિવાય કોઈ બીજો ખુદા નથી. એ જ ખુદા છે જેણે આ ગ્રંથ તમારી ઉપર ઊતાર્યો છે.**

હકીકતમાં એ ઇંજીલ નથી બલ્કે ઇંજીલ તો હઝરત મસીહ - ઈસા અ.સ.ના એ કથનો છે જે એમાં નોંધવામાં આવેલાં છે. આપણી પાસે એમને ઓળખવા માટે તેમજ જીવનચરિત્રના લેખકોના પોતાના વચનોમાંથી તેમને અલગ તારવવાનો આના સિવાય બીજો કોઈ માર્ગ નથી કે, જ્યાં જીવનચરિત્રનો લેખક કહે છે કે મસીહ ઈસા અ.સ.એ આમ કહ્યું, અથવા લોકોને આ શિખવાડ્યું, માત્ર એ જ જગ્યાઓ અસલ ઇંજીલના ભાગો છે. કુર્આન આ જ ભાગના સંગ્રહને ઇંજીલ કહે છે અને એમનું જ એ સમર્થન કરે છે. આજે કોઈ માણસ આ વિખરાયેલા ભાગોને સંપાદિત કરીને કુર્આન સાથે એમની સરખામણી કરીને જુએ તો તે બંનેમાં ઘણો ઓછો તફાવત જોશે અને જે થોડો ઘણો તફાવત પણ જણાશે, તે પણ પૂર્વગ્રહ વિનાના ચિંતન પછી સહેલાઈથી ઉકેલી શકાશે.

(૩) એટલે કે તે સૃષ્ટિની તમામ હકીકતોને જાણનાર છે. એટલા માટે જે પુસ્તક તેણે ઊતાર્યું હોય તે સદંતર સત્ય જ હોવું જોઈએ, બલ્કે શુદ્ધ સત્ય માત્ર એ જ પુસ્તકમાં માનવીને મળી શકે છે જે તે જાણનાર અને ડહાપણવાળા અલ્લાહ તરફથી ઊતરે.

(૪) આમાં બે મહત્ત્વની હકીકતો તરફ ઈશારો કરવામાં આવ્યો છે. એક એ કે, તમારી પ્રકૃતિને જે રીતે તે જાણે છે તે જ રીતે બીજું કોઈ જાણી શકે છે, ન તો તમે પોતે પણ જાણી શકો છો. એટલા માટે તેના માર્ગદર્શન ઉપર ભરોસો કર્યા વિના તમારી પાસે કોઈ ઉપાય નથી. બીજું એ કે, જેણે તમારા ગર્ભધારણથી લઈને પછીના તબક્કાઓ સુધી દરેક પ્રસંગે તમારી નાનામાં નાની જરૂરિયાત સુદ્ધાં પૂરી કરવાની વ્યવસ્થા કરી, એ કઈ રીતે

مِنْهُ اٰيٰتٌ مُّحْكَمٰتٌ هُنَّ اُمُّ الْكِتٰبِ وَ اُخَرُ مُتَشٰبِهٰتٌ ؕ

**આ ગ્રંથમાં બે પ્રકારની આયતો છે : એક મુહ્‌કમાત, જે ગ્રંથની અસલ બુનિયાદ છે,[૫] અને બીજી મુતશાબિહાત.[૬]**

શકય હતું કે તે દુનિયાના જીવનમાં તમારા માર્ગદર્શનની વ્યવસ્થા ન કરત, જો કે સૌથી વધુ જરૂર જો તમને હોય તો તે આ જ છે.

(૫) ''મુહકમ'' પુખ્ત અને પાકી વસ્તુને કહેવામાં આવે છે. ''આયાતેમુહકમાત'' એવી આયતો છે, જેમની ભાષા તદ્દન સ્પષ્ટ છે, જેનો અર્થ નક્કી કરવામાં કોઈ શંકાની ગુંજાશ નથી, જેના શબ્દો અર્થ અને આશય માટે સ્પષ્ટ તથા ચોખ્ખી દલીલ કરે છે, જેમને અર્થઘટનની અભ્યાસપાટી બનાવવાની તક ભાગ્યે જ કોઈને મળી શકે છે. આ આયતો ''ગ્રંથની અસલ બુનિયાદ છે'', એટલે કે કુર્આન જે હેતુ માટે ઉતારવામાં આવ્યું છે એ જ હેતુને આ આયતો પૂરો કરે છે. એમની અંદર જ ઇસ્લામની તરફ આવવા માટે દુનિયાને સંદેશ આપવામાં આવ્યો છે, એમની અંદર જ બોધપાઠ તથા શિખામણની વાતો કહેવામાં આવી છે, એમની અંદર જ ગુમરાહીના કામોનું ખંડન અને સત્યમાર્ગની સ્પષ્ટતા કરવામાં આવી છે, એમની અંદર જ દુનિયાના પાયાના સિદ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે, એમની અંદર જ માન્યતાઓ, ઈબાદતો, નીતિમત્તા, ફરજો તથા આજ્ઞાઓ અને પ્રતિબંધોના હુકમો આપવામાં આવ્યાં છે. તેથી જે માણસ સત્ય ઇચ્છતો હોય, તથા એ જાણવા માટે કુર્આનની તરફ વળવા માગતો હોય કે કયા માર્ગે ચાલે અને કયા માર્ગે ન ચાલે, તેની તરસ છિપાવવા માટે આ મુહકમ આયતો જ મૂળ સ્રોત છે, અને સ્વાભાવિક રીતે એની જ ઉપર તેની દ્રષ્ટિ કેન્દ્રિત થશે અને તે મોટાભાગે એમનો જ લાભ લેવામાં વ્યસ્ત રહેશે.

(૬) ''મુતશાબિહાત'' એટલે એ આયતો કે જેમના અર્થમાં શંકાની ગુંજાશ છે.

એ દેખીતું છે કે માનવીના જીવન માટે જીવનનો કોઈ માર્ગ ત્યાં સુધી સૂચવી શકાય નહીં જયાં સુધી સૃષ્ટિની હકીકત અને તેના આરંભ અને અંત તથા માનવીની હેસિયત, અને એવી જ બીજી પાયાની બાબતો વિષે ઓછામાં ઓછી જરૂરી જાણકારી માણસને આપવામાં ન આવે. અને એ પણ દેખીતું છે કે જે વસ્તુઓ મનુષ્યની જ્ઞાનેન્દ્રિયોથી પર છે, જે માનવજ્ઞાનમાં કયારેય નથી આવી, ન તો આવી જ શકે છે, જે તેણે ન તો કયારેય જોઈ છે, ન તો સ્પર્શ કર્યો, ન તો ચાખી, તેમના માટે માનવ ભાષામાં ન તો એવાં શબ્દો પણ મળી શકે છે જે તેમના માટે બનાવવામાં આવ્યાં હોય, અને ન તો એવી પ્રચલિત વર્ણનશૈલીઓ મળી શકે છે જેનાથી ગમે તે સાંભળનારના મનમાં તેનું સાચું ચિત્ર દોરાઈ જાય. તેથી નાછૂટકે આ પ્રકારના વિષયોનું વર્ણન કરવા માટે એવાં શબ્દો તથા એવી જ વર્ણનશૈલીઓનો ઉપયોગ કરવામાં આવે, જે અસલ હકીકત સાથે વધુ નજીકની સમાનતા ધરાવતી, અનુભવી શકાતી, વસ્તુઓ માટે માનવભાષામાં જોવા મળે છે. તેથી સૃષ્ટિથી પર એવા પ્રશ્નોનું વર્ણન કરવામાં કુર્આનમાં એવી જ ભાષા વાપરવામાં આવી છે, અને મુતશાબિહાતનો મતલબ એ આયતો છે જેમાં આ ભાષા વાપરવામાં આવી છે.

પરંતુ આ ભાષાનો ફાયદો બહુ બહુ તો એટલો જ થઈ શકે છે કે માણસને હકીકતની વધુ નજીક

فَاَمَّا الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ زَيْغٌ فَيَتَّبِعُوْنَ مَا تَشَابَهَ مِنْهُ
ابْتِغَآءَ الْفِتْنَةِ وَابْتِغَآءَ تَاْوِيْلِهٖ ۚ وَمَا يَعْلَمُ تَاْوِيْلَهٗٓ
اِلَّا اللّٰهُ ۘ وَالرّٰسِخُوْنَ فِي الْعِلْمِ يَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ ۙ كُلٌّ مِّنْ
عِنْدِ رَبِّنَا ۚ وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الْاَلْبَابِ ۝٧ رَبَّنَا
لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ
اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ۝٨ رَبَّنَآ اِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ

**જેમના દિલોમાં વક્રતા છે, તેઓ ફિત્નાંની શોધમાં હંમેશાં મુતશાબિહાતની પાછળ પડેલાં રહે છે અને તેમને અર્થઘટનો ઉપજાવવાના પ્રયત્નો કર્યા કરે છે, જો કે તેમનાં સાચા અર્થ અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી. આનાથી વિપરિત, જે લોકો જ્ઞાનમાં અનુભવી છે, તેઓ કહે છે કે "તેમની ઉપર અમારો ઈમાન છે, આ બધા જ અમારા માલિક તરફથી છે[૭]" અને સાચું આ છે કે કોઈપણ વસ્તુમાંથી સાચો બોધ ફકત બુદ્ધિશાળી લોકો જ પ્રાપ્ત કરે છે. તેઓ અલ્લાહ સમક્ષ દુઆ કરતા રહે છે કે 'પાલનહાર ! જ્યારે તું અમને સીધા માર્ગે લગાવી ચૂકયો છે, ત્યારે કયાંક અમારા દિલોને વક્રતામાં નાખી ન દેજે. અમને તારા કૃપાના ભંડારમાંથી કૃપા આપ કારણ કે તું જ સાચો દાતા છે. પાલનહાર ! તું ચોક્કસપણે તમામ લોકોને એક દિવસ એકત્ર કરવાનો છે,**

પહોંચાડી દે અથવા તેનું એક ઝાંખું ચિત્ર ઉપસાવી દે. આવી આયતોનો અર્થ નક્કી કરવા માટે જેટલો વધારે પ્રયત્ન કરવામાં આવશે એટલી જ વધારે શંકાઓ, અર્થો અને અનુમાનોનો સામનો કરવો પડશે, એટલે સુધી કે માણસ હકીકતની વધુ નજીક થવાને બદલે વધારે દૂર થતો જશે. તેથી જે લોકો સત્યવાંચ્છુ છે અને ખોટો શોખ રાખતાં નથી, તેઓ તો "મુતશાબિહાત" વડે હકીકતના એ ઝાંખા ચિત્ર ઉપર જ સંતોષ માની લે છે જે કામ ચલાવવા માટે પૂરતો છે અને તેમનુ બધું જ ધ્યાન **"મુહકમાત"** ઉપર કેન્દ્રિત કરે છે, પરંતુ જે લોકો ખોટા અથવા ફિતનાખોર હોય છે, તેમની બધી જ પ્રવૃત્તિઓ **"મુતશાબિહાત"**ની ચર્ચાઓ અને ખણખોદ વિષે જ હોય છે.

(૭) અહીં કોઈને પણ એવી શંકા ન થાય કે જ્યારે એ લોકો મુતશાબિહાતનો સાચો અર્થ જાણતાં જ નથી ત્યારે તેની ઉપર ઈમાન કઈ રીતે લઈ આવ્યાં ? હકીકત એમ છે કે કોઈપણ સામાન્ય સમજ ધરાવતા માણસને કુર્આનના અલ્લાહના કલામ હોવાની ખાતરી મુહકમાતના અભ્યાસ ઉપરથી પ્રાપ્ત થાય છે, નહીં કે મુતશાબિહાતના અર્થઘટનોમાંથી, અને જયારે મુહકમ આયતો ઉપર મનન કરવાથી તેને સંતોષ મળી જાય કે




لَا رَيْبَ فِيْهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ؑ ۹ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا
لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ
وَاُولٰٓئِكَ هُمْ وَقُوْدُ النَّارِ ۙ ۱۰ كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ
مِنْ قَبْلِهِمْ ؕ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ وَاللّٰهُ
شَدِيْدُ الْعِقَابِ ۱۱ قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ وَتُحْشَرُوْنَ
اِلٰى جَهَنَّمَ ؕ وَبِئْسَ الْمِهَادُ ۱۲ قَدْ كَانَ لَكُمْ اٰيَةٌ فِيْ فِئَتَيْنِ
الْتَقَتَا ؕ فِئَةٌ تُقَاتِلُ فِيْ سَبِيْلِ اللّٰهِ وَاُخْرٰى كَافِرَةٌ يَّرَوْنَهُمْ

---

**જેના આવવામાં કોઈ શંકા નથી. તું કદાપિ તારા વચનથી ફરી જનારો નથી.' (રુકૂઅ-૧)**

**જે લોકોએ કુફ્રનું વલણ અપનાવ્યું છે,[૬] તેમને અલ્લાહની સામે ન તો તેમનો માલ કોઈ કામ આપશે, ન તો સંતાન. તેઓ દોજખનું ઈંધણ બનીને રહેશે. તેમનો અંજામ એવો જ હશે, જેવો ફિરઔનના સાથીદારો અને તેમની અગાઉના નાફરમાન લોકોનો થયેલો છે કે તેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી, પરિણામ આ આવ્યું કે અલ્લાહે તેમના ગુના માટે તેમને પકડી લીધાં અને સાચું આ છે કે અલ્લાહ સખત સજા આપનાર છે. પછી હે મુહમ્મદ ! જે લોકોએ તમારા સંદેશને સ્વીકારવાનો ઈનકાર કરી દીધો છે, તેમને કહી દો કે એ સમય નજીક છે, જ્યારે તમે પરાજિત થઈ જશો અને જહન્નમ તરફ હંકારવામાં આવશો અને જહન્નમ અત્યંત ખરાબ ઠેકાણું છે. તમારા માટે એ બે જૂથોમાં એક પદાર્થપાઠની નિશાની હતી જે (બદ્રમાં) એકબીજાની સામે યુદ્ધે ચઢયાં. એક જૂથ અલ્લાહના માર્ગમાં લડી રહ્યું હતું અને બીજું જૂથ કાફિર હતું. જોનારા પોતાની સગી આંખેથી જોઈ રહ્યાં હતાં કે કાફિર જૂથ**

---

આ ગ્રંથ ખરેખર અલ્લાહનું જ ઊતારેલું ગ્રંથ છે ત્યારપછી મુતશાબિહાત તેના દિલમાં કોઈ બેચેની પેદા કરતાં નથી. જયાં સુધી તેમનો સીધોસાદો અર્થ તેને સમજાઈ જાય છે, તેને તે સ્વીકારી લે છે, તથા જયાં ગૂંચવાડો લાગે છે ત્યાં સંશોધનો કરવા તથા નુકતેચીની કરવાને બદલે તે અલ્લાહના કલામ ઉપર સંક્ષિપ્તમાં ઈમાન લાવીને પોતાનું ધ્યાન કામની વાતો તરફ ફેરવી લે છે.

مِّثْلَيْهِمْ رَاْيَ الْعَيْنِ ؕ وَاللّٰهُ يُؤَيِّدُ بِنَصْرِهٖ مَنْ يَّشَآءُ ؕ
اِنَّ فِىْ ذٰلِكَ لَعِبْرَةً لِّاُولِى الْاَبْصَارِ ﴿۱۳﴾ زُيِّنَ لِلنَّاسِ
حُبُّ الشَّهَوٰتِ مِنَ النِّسَآءِ وَالْبَنِيْنَ وَالْقَنَاطِيْرِ
الْمُقَنْطَرَةِ مِنَ الذَّهَبِ وَالْفِضَّةِ وَالْخَيْلِ الْمُسَوَّمَةِ

**મોમિન જૂથ કરતાં બમણું છે.[૯] પરંતુ (પરિણામે પુરવાર કરી દીધું કે) અલ્લાહ તેની મદદ વડે જેને ઇચ્છે છે, સહાય આપે છે. ઊંડી દ્રષ્ટિ ધરાવનારાઓ માટે આમાં મોટો બોધ છુપાયેલો છે.[૧૦]**

**લોકો માટે મનગમતી વસ્તુઓ — સ્ત્રીઓ, સંતાન, સોના-ચાંદીના ઢગ, ચુનંદા ઘોડાં,**

(૮) સમજૂતી માટે જુઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક, ૧૬૧

(૯) જો કે સાચો તફાવત ત્રણગણો હતો, પરંતુ ઉપરછલ્લી રીતે જોનાર પણ એ અનુભવ કર્યા વગર રહી શકતો ન હતો કે કાફિરોનું લશ્કર મુસલમાનો કરતાં બમણું છે.

(૧૦) બદ્રની લડાઈની ઘટના એ વખતે નજીકના સમયમાં જ ઘટી હતી તેથી તેના અવલોકનો અને પરિણામોની તરફ નિર્દેશ કરીને લોકોને પદાર્થપાઠ લેવા જણાવવામાં આવ્યું છે. આ લડાઈમાં ત્રણ બાબતો ખૂબ જ બોધદાયક હતીઃ

એક આ કે, મુસલમાનો અને કાફિરો જે રીતે એકબીજાની સામે આવ્યા હતાં તેના ઉપરથી બન્નેની વચ્ચેનો નૈતિક તફાવત સ્પષ્ટપણે દેખાઈ રહ્યો હતો. એક તરફ કાફિરોના લશ્કરમાં શરાબનો દૌર ચાલી રહ્યો હતો, નૃત્યાંગનાઓ અને ગાયિકાઓ સાથે આવી હતી અને ખૂબ આનંદ કરવામાં આવી રહ્યો હતો, તો બીજી તરફ મુસલમાનોના લશ્કરમાં સંયમ હતો, ખુદાનો ખોફ હતો, ઉચ્ચ કક્ષાની નૈતિક શિસ્ત હતી, નમાઝો હતી અને રોઝા હતાં, વાતે વાતે ખુદાનું નામ હતું અને ખુદાની જ સમક્ષ દુઆઓ અને વિનંતીઓ કરવામાં આવી રહી હતી. બંને લશ્કરોને જોઈને કોઈ પણ માણસ સહેલાઈથી જાણી શકતો હતો કે બંનેમાંથી કોણ અલ્લાહના માર્ગમાં લડી રહ્યો છે.

બીજું આ કે, મુસલમાનો એમની ઓછી સંખ્યા અને ટાંચા સાધનો છતાં કાફિરોની મોટી સંખ્યા અને વધુ સારા હથિયારો ધરાવતા લશ્કરની સામે જે રીતે સફળ થયાં તેના ઉપરથી સ્પષ્ટપણે જણાઈ ગયું હતું કે તેમને અલ્લાહની હિમાયત પ્રાપ્ત હતી.

ત્રીજું આ કે, અલ્લાહની પ્રભુત્ત્વશાળી શક્તિથી ગાફેલ બનીને જે લોકો પોતાના સાધન-સરંજામ અને હિમાયતીઓની સંખ્યા ઉપર ફુલાયેલા હતાં તેમના માટે આ ઘટના ફટકા સમાન હતી કે અલ્લાહ કેવી રીતે થોડાક ગરીબ અને સાધનવિહોણા, વતન છોડીને આવેલાં, મુહાજિરો અને મદીનાના ખેડૂતોના નાનકડા

وَالْاَنْعَامِ وَالْحَرْثِ ؕ ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَاللّٰهُ عِنْدَهٗ
حُسْنُ الْمَاٰبِ ﴿۱۴﴾ قُلْ اَؤُنَبِّئُكُمْ بِخَيْرٍ مِّنْ ذٰلِكُمْ ؕ
لِلَّذِيْنَ اتَّقَوْا عِنْدَ رَبِّهِمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَا وَ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ وَّ رِضْوَانٌ مِّنَ اللّٰهِ ؕ
وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿۱۵﴾ ۚ اَلَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَآ اِنَّنَآ
اٰمَنَّا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ﴿۱۶﴾ ۚ اَلصّٰبِرِيْنَ

**પશુ અને ખેતીની જમીનો — ઘણી મનગમતી બનાવી દેવામાં આવી છે, પરંતુ આ બધી વસ્તુઓ દુનિયાના થોડા દિવસના જીવનનો સામાન છે. હકીકતમાં જે સારું ઠેકાણું છે, તે તો અલ્લાહની પાસે છે. કહોઃ હું તમને બતાવું કે આમના કરતાં વધારે સારી વસ્તુ કઈ છે ? જે લોકો સંયમનો માર્ગ અપનાવે, તેમના માટે તેમના માલિકની પાસે બાગો છે, જેમની નીચે નદીઓ વહેતી હશે, ત્યાં તેમને શાશ્વત જીવન પ્રાપ્ત થશે, પવિત્ર પત્નીઓ તેમની મિત્ર હશે[૧૧] અને અલ્લાહની પ્રસન્નતા વડે તેઓ સંમાનિત થશે. અલ્લાહ તેના બંદાઓના વર્તન ઉપર ઊંડી નજર રાખે છે.[૧૨] આ એ લોકો છે, જે કહે છે કે "હે માલિક, અમે ઈમાન લાવ્યાં, અમારા ગુનાઓ પ્રત્યે દરગુજર કર અને અમને જહન્નમની આગથી બચાવી લે." આ લોકો ધૈર્યવાન છે,[૧૩]**

સમુદાય વડે કુરૈશ જેવા કબીલાને પરાજય અપાવી શકે છે જે તમામ અરબજગતમાં શિરમોર હતો.

(૧૧) સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક, ૨૭

(૧૨) અલ્લાહ ખોટી રીતે આપનાર નથી અને ન તો ઉપરછલ્લા ફેંસલાં કરનાર છે. તે લોકોના કર્મો અને તેમની નિયતો અને ઇરાદાઓને સારી પેઠે જાણે છે, તેને સારી રીતે ખબર છે કે લોકોમાંથી કોણ તેના ઇનામનો હક્કદાર છે અને કોણ નથી.

(૧૩) એટલે કે સત્યના માર્ગમાં પૂર્ણ અડગતા દેખાડનારાં છે. કોઈપણ નુકસાન કે મુસીબતથી હતોત્સાહ થતાં નથી, કોઈ નિષ્ફળતાથી હૃદયભગ્ન થતાં નથી, કોઈ લાલચથી લપસી પડતાં નથી અને એવી પરિસ્થિતિમાં પણ સત્યનો પાલવ મજબૂતાઈપૂર્વક પકડી રાખે છે જ્યારે બાહ્ય રીતે એમની સફળતાની કોઈ શકયતા દેખાતી ન હોય. (જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક, ૬૦)

وَالصّٰدِقِيْنَ وَالْقٰنِتِيْنَ وَالْمُنْفِقِيْنَ وَالْمُسْتَغْفِرِيْنَ
بِالْاَسْحَارِ ﴿١٧﴾ شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَ
اُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٨﴾ ؕ
اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۚ وَمَا اخْتَلَفَ الَّذِيْنَ

النصف

**સત્યનિષ્ઠ છે, આજ્ઞાંકિત અને ઉદાર છે અને રાતની અંતિમ ક્ષણોમાં અલ્લાહ સમક્ષ ક્ષમા માટે દુઆઓ માગતા રહે છે.**

**અલ્લાહે પોતે આ વાતની સાક્ષી આપી છે કે તેના સિવાય કોઈ ખુદા નથી[૧૪] અને (આ જ સાક્ષી) ફરિશ્તાઓ અને તમામ વિદ્વાનોએ પણ આપી છે.[૧૫] તેઓ ન્યાય ઉપર કાયમ છે. તે જોરાવર ડહાપણવાળા સિવાય હકીકતમાં કોઈ ખુદા નથી. અલ્લાહને ત્યાં દીન માત્ર ઈસ્લામ છે.[૧૬] આ દીનથી ચલિત થઈને જે વિવિધ રીતો એ લોકોએ અપનાવી, જેમને ગ્રંથ**

(૧૪) એટલે કે અલ્લાહ, જે સૃષ્ટિની તમામ હકીકતોનું પ્રત્યક્ષ જ્ઞાન ધરાવે છે, જે તમામ ચીજવસ્તુઓને તેના આવરણ વિના જોઈ રહ્યો છે, જેની નજરથી ધરતી અને આકાશની કોઈ વસ્તુ છૂપી નથી, આ તેની ગવાહી છે, અને આનાથી વધારે ભરોસાપાત્ર આંખોદેખી ગવાહી બીજા કોની હશે કે સમગ્ર સૃષ્ટિતંત્રમાં તેની પોતાની હસ્તી સિવાય કોઈ બીજી એવી હસ્તી નથી કે જે ખુદાઈ ગુણો ધરાવતી હોય, ખુદાઈ સત્તાઓની માલિક હોય, અને ખુદાઈના અધિકારોની હક્કદાર હોય.

(૧૫) એટલે કે અલ્લાહ પછી સૌથી વધુ ભરોસાપાત્ર સાક્ષી ફરિશ્તાઓની છે, કેમ કે તેઓ સૃષ્ટિના રાજયના વહીવટી અમલદારો છે અને તેઓ પ્રત્યક્ષ રીતે તેમના અંગત જ્ઞાનના આધારે સાક્ષી આપી રહ્યાં છે કે આ સામ્રાજયમાં અલ્લાહ સિવાય કોઈનો હુકમ ચાલતો નથી અને તેના સિવાય કોઈ હસ્તી એવી નથી કે જેની પાસે ધરતી અને આકાશની વહીવટી બાબતોમાં તેઓ વળતાં હોય. આના પછી મખલૂકમાંથી જે લોકોને પણ સચ્ચાઈઓનું થોડુંઘણું જ્ઞાન પ્રાપ્ત થયું છે એ બધાની, સૃષ્ટિની રચનાના આરંભથી આજ સુધી, આ સર્વસંમત સાક્ષી રહી છે કે એક જ ખુદા આ સમગ્ર સૃષ્ટિનો માલિક અને સંચાલક છે.

(૧૬) એટલે કે અલ્લાહને ત્યાં માનવી માટે માત્ર એક જ જીવનવ્યવસ્થા અને એક જ જીવનરીતિ સાચી અને ખરી છે, અને તે એ છે કે, માનવી અલ્લાહને પોતાનો માલિક અને ઉપાસ્ય માને તથા તેની બંદગી અને ગુલામીમાં પોતાની જાતને સંપૂર્ણપણે સુપ્રત કરી દે, અને તેની બંદગી કરવાની રીત જાતે ઉપજાવી ન કાઢે બલ્કે તેણે તેના પયગમ્બરો મારફતે જે માર્ગદર્શન મોકલ્યું છે તેમાં કાપકૂપ કર્યા વિના માત્ર તેનું જ અનુસરણ કરે. વિચાર અને અમલની આ શૈલીનું નામ ''ઈસ્લામ'' છે અને આ વાત તદ્દન યોગ્ય છે કે સૃષ્ટિનો સર્જક અને માલિક તેની મખલૂક અને રૈયત માટે આ ઈસ્લામ સિવાય બીજી કોઈ કાર્યપદ્ધતિને કાયદેસર ન માને. માણસ

أُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًۢا بَيْنَهُمْ ؕ
وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۹﴾ فَاِنْ
حَآجُّوْكَ فَقُلْ اَسْلَمْتُ وَجْهِىَ لِلّٰهِ وَمَنِ اتَّبَعَنِ ؕ وَقُلْ
لِّلَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ وَالْاُمِّيّٖنَ ءَاَسْلَمْتُمْ ؕ فَاِنْ اَسْلَمُوْا

**આપવામાં આવ્યો હતો, તેમનાં આ કાર્યશૈલીનું કોઈ કારણ આના સિવાય ન હતું કે તેમણે જ્ઞાન આવી ગયા પછી પરસ્પર એકબીજા ઉપર અત્યાચાર કરવા માટે આવું કર્યું[૧૭] અને જે કોઈ અલ્લાહના આદેશો અને હુકમોનું પાલન કરવાનો ઇનકાર કરી દે, અલ્લાહને તેની પાસેથી હિસાબ લેતાં જરાય વાર લાગતી નથી. હવે જો આ લોકો તમારી સાથે ઝઘડો કરે, તો તેમને કહો, ''મેં અને મારા અનુયાયીઓએ તો અલ્લાહ સમક્ષ આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દીધું છે.'' પછી ગ્રંથવાળા અને ગ્રંથવાળા સિવાયના બન્નેને પૂછોઃ ''શું તમે પણ તેનું આજ્ઞાપાલન અને બંદગી સ્વીકારી ?''[૧૮] જો સ્વીકારી**

પોતાની મૂર્ખાઈના કારણે પોતાને નાસ્તિકતાથી લઈને શિર્ક તથા મૂર્તિપૂજા સુધીની દરેક વિચારસરણી, તથા દરેક પદ્ધતિનું અનુસરણ કરવાનો કાયદેસર હક્કદાર માની શકે છે પરંતુ સૃષ્ટિના બાદશાહની નજરમાં તો તે નર્યો વિદ્રોહી છે.

(૧૭) આનો અર્થ આ છે કે અલ્લાહ તરફથી જે પયગમ્બર દુનિયાના કોઈપણ ખૂણામાં કે કોઈપણ સમયમાં આવ્યો છે, તેનો દીન ઇસ્લામ જ હતો અને જે ગ્રંથ પણ દુનિયાની કોઈપણ ભાષામાં તથા કોઈપણ કોમમાં ઊતર્યો છે, તેણે ઇસ્લામનું જ શિક્ષણ આપ્યું છે. આ અસલ દીનને વિકૃત બનાવીને અને તેમાં વધારો-ઘટાડો કરીને જે અનેક ધર્મો-સંપ્રદાયો માનવજાતિમાં પ્રચલિત કરવામાં આવ્યાં, એમના ઉદ્‌ભવનું કારણ માત્ર આ જ હતું કે, લોકો તેમની કાયદેસરની હદથી આગળ વધીને હક્કો, ફાયદા અને વિશિષ્ટ અધિકારો મેળવવાની ઇચ્છા ધરાવતા હતાં, અને તેમની ઇચ્છાઓ પ્રમાણે અસલ દીનની માન્યતાઓ, સિદ્ધાંતો અને આદેશોમાં ફેરફાર કરી નાખ્યાં.

(૧૮) બીજા શબ્દોમાં આ વાતને એમ સમજો કે ''હું અને મારા અનુયાયીઓ તો શુદ્ધ ઇસ્લામ સ્વીકારી ચૂક્યાં છીએ, જે ખુદાનો અસલ દીન છે. હવે તમે બતાવો કે શું તમે તમારા અને તમારા પુરોગામીઓએ ઉમેરેલા હાંસિયાઓને છોડીને આ સાચા અને અસલ દીન તરફ આવો છો.''




فَقَدِ اهْتَدَوْا ۚ وَ اِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ ؕ وَ اللّٰهُ
بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿۲۰﴾ اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَ
يَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ حَقٍّ ۙ وَّ يَقْتُلُوْنَ الَّذِيْنَ يَاْمُرُوْنَ
بِالْقِسْطِ مِنَ النَّاسِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿۲۱﴾ اُولٰٓئِكَ
الَّذِيْنَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِى الدُّنْيَا وَ الْاٰخِرَةِ ۫ وَ مَا لَهُمْ
مِّنْ نّٰصِرِيْنَ ﴿۲۲﴾ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ

**તો તેઓ સાચો માર્ગ પામી ગયાં, અને જો આનાથી વિમુખ થયાં તો તમારી ઉપર ફકત સંદેશો પહોંચાડી દેવાની જવાબદારી હતી. આગળ અલ્લાહ પોતે તેના બંદાઓના મામલાઓ જોનાર છે. (રુકૂઅ-૨)**

**જે લોકો અલ્લાહના આદેશો અને હુકમોને માનવાનો ઈનકાર કરે છે અને તેના પયગમ્બરોની નાહક હત્યા કરે છે તથા એવા લોકોના જીવની પાછળ પડી જાય છે, જે લોકોમાંથી ન્યાય અને સત્યની આજ્ઞા આપવા માટે ઊઠે, તેમને પીડાકારક સજાના શુભસમાચાર સંભળાવી દો.[૧૯] આ એ લોકો છે કે જેમના કર્મ દુનિયા અને આખિરત બન્નેમાં વ્યર્થ થઈ ગયાં,[૨૦] અને તેમનો મદદગાર કોઈ નથી.[૨૧]**

**તમે જોયું નહીં કે જે લોકોને ગ્રંથના જ્ઞાનમાંથી થોડો હિસ્સો મળ્યો છે, તેમની હાલત કેવી છે ?**

(૧૯) આ કટાક્ષમય વર્ણનશૈલી છે. આનો અર્થ આ છે કે તેમના જે કામો બદલ તેઓ આજે ખુશ છે અને માની રહ્યાં છે કે અમે બહુ સારૂં કામ કરી રહ્યાં છીએ તેમને જણાવી દો કે તેમના કામોનું પરિણામ આ છે.

(૨૦) એટલે કે તેમણે તેમની શક્તિઓ અને પ્રયાસો એવા રસ્તે ખર્ચ્યાં છે કે જેનું પરિણામ દુનિયામાં પણ ખરાબ છે અને આખિરતમાં પણ ખરાબ.

(૨૧) એટલે કે કોઈ શક્તિ એવી નથી જે તેમના આ ખોટા પ્રયાસોને સફળ બનાવી શકે અથવા ઓછામાં ઓછું ખરાબ પરિણામોથી બચાવી શકે. જે જે શક્તિઓ ઉપર તેઓ ભરોસો કરે છે કે તે શક્તિઓ દુનિયામાં કે આખિરતમાં, અથવા બન્ને જગ્યાએ, કામ આવશે, એમાંથી વાસ્તવમાં કોઈપણ તેમની મદદગાર પુરવાર થશે નહીં.

يُدْعَوْنَ إِلَىٰ كِتَٰبِ ٱللَّهِ لِيَحْكُمَ بَيْنَهُمْ ثُمَّ يَتَوَلَّىٰ فَرِيقٌ
مِّنْهُمْ وَهُم مُّعْرِضُونَ ﴿٢٣﴾ ذَٰلِكَ بِأَنَّهُمْ قَالُوا۟ لَن تَمَسَّنَا
ٱلنَّارُ إِلَّآ أَيَّامًا مَّعْدُودَٰتٍ ۖ وَغَرَّهُمْ فِى دِينِهِم مَّا كَانُوا۟
يَفْتَرُونَ ﴿٢٤﴾ فَكَيْفَ إِذَا جَمَعْنَٰهُمْ لِيَوْمٍ لَّا رَيْبَ فِيهِ ۚ وَ
وُفِّيَتْ كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٢٥﴾

**તેમને જ્યારે અલ્લાહના ગ્રંથ તરફ બોલાવવામાં આવે છે કે જેથી તે તેમની વચ્ચે ફેંસલો કરે,[૨૨] ત્યારે તેમનામાંથી એક પક્ષકાર આનાથી કતરાય છે અને આ ફેંસલા તરફ આવવાથી મોઢું ફેરવી લે છે. તેમનું આ વર્તન આના કારણે છે કે તેઓ કહે છે, "જહન્નમની આગ તો અમને સ્પર્શ સુદ્ધાં નહીં કરે અને જો અમને જહન્નમની સજા મળશે તો પણ ફકત થોડા દિવસ[૨૩] જ." તેમની જાતે ઉપજાવેલી કાઢેલી માન્યતાઓએ તેમને તેમના દીનના મામલામાં ભારે ગેરસમજોમાં નાખી દીધેલાં છે. પરંતુ શું વીતશે તેમની ઉપર જ્યારે અમે તેમને એ દિવસે એકત્ર કરીશું જેનું આવવું નિશ્ચિત છે ? એ દિવસે દરેક માણસને તેની કમાણીનો પૂરેપૂરો બદલો આપી દેવામાં આવશે અને કોઈની ઉપર જુલમ નહીં થાય.**

(૨૨) અર્થાત્ એમને કહેવામાં આવે છે કે ખુદાઈ ગ્રંથને અંતિમ પ્રમાણ માની લો, તેનો ફેંસલો સ્વીકારી લો અને જે કંઈ તે અન્વયે સત્ય સાબિત થાય તેને સત્ય, અને જે કંઈ તેની રૂએ ખોટું સાબિત થાય, તેને ખોટું માની લો. એ યાદ રહે કે અત્રે ખુદાના ગ્રંથનો અર્થ તૌરાત અને ઇંજીલ છે અને ગ્રંથના જ્ઞાનમાંથી થોડો ભાગ મેળવનારાઓનો અર્થ યહૂદીઓ અને ખ્રિસ્તીઓના વિદ્વાનો છે.

(૨૩) એટલે કે આ લોકો પોતાની જાતને ખુદાના વહાલા માની બેઠાં છે. આ લોકો એવો ખોટો ખ્યાલ ધરાવે છે કે અમે ભલે ગમે તે કરીએ પણ જન્નત તો અમારી જ છે. અમે ઈમાનવાળાં છીએ, અમે ફલાણાની સંતાન અને ફલાણાની ઉમ્મત અને ફલાણાના શિષ્ય અને ફલાણાના પાલવને ઝાલી રાખનારાં છીએ, તો પછી દોજખની શી મજાલ કે અમને સ્પર્શ પણ કરે. અને ધારો કે જો અમને દોજખમાં નાખવામાં પણ આવ્યાં તો બસ થોડા દિવસ ત્યાં રાખવામાં આવીશું જેથી ગુન્હાઓની જે ગંદકી લાગી ગઈ છે તે ધોવાઈ જાય, પછી સીધા જ જન્નતમાં પહોંચાડી દેવામાં આવીશું. આ જ પ્રકારના વિચારોએ તેમને એટલા હિંમતવાળા અને નિર્ભય બનાવી દીધાં છે કે તેઓ ભારેમાં ભારે અપરાધો કર્યે જાય છે, ખરાબમાં ખરાબ ગુન્હાઓનું આચરણ કરી નાખે છે અને છડેચોક સત્યથી દૂર જાય છે અને તેમના દિલમાં ખુદાનો સહેજ પણ ડર નથી આવતો.

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَ تَنْزِعُ
الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ؗ وَ تُعِزُّ مَنْ تَشَآءُ وَ تُذِلُّ مَنْ تَشَآءُ ؕ بِيَدِكَ
الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۲۶﴾ تُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ
وَ تُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ؗ وَ تُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَ تُخْرِجُ
الْمَيِّتَ مِنَ الْحَيِّ ؗ وَ تَرْزُقُ مَنْ تَشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿۲۷﴾
لَا يَتَّخِذِ الْمُؤْمِنُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۚ

**કહો, હે ખુદા ! રાજ્યના માલિક ! તું જેને ઇચ્છે રાજ્યસત્તા આપે અને જેની પાસેથી ઇચ્છે છીનવી લે, જેને ઇચ્છે પ્રતિષ્ઠા આપે અને જેને ઇચ્છે અપમાનિત કરી દે. ભલાઈ તારા જ હાથમાં છે, નિઃશંક તું દરેક વસ્તુ કરવા માટે શકિતમાન છે. રાતને દિવસમાં પરોવતો લઈ આવે છે અને દિવસને રાતમાં. સજીવમાંથી નિર્જીવને કાઢે છે અને નિર્જીવમાંથી સજીવને. અને જેને ઇચ્છે છે, અઢળક રોજી આપે છે.[૨૪]**

**મોમિનો ઈમાનવાળાંને છોડીને કાફિરોને તેમના મિત્ર અને સાથીદાર કદાપિ ન બનાવે.**

(૨૪) જ્યારે માણસ એક તરફ કાફિરો અને નાફરમાન લોકોના કરતૂકો જૂએ છે, અને પછી આ જુએ છે કે તેઓ દુનિયામાં કેવા સમૃદ્ધ થઈ રહ્યાં છે, બીજી તરફ ઈમાનવાળાઓની આજ્ઞાંકિતતા જુએ છે તથા તેમને ભૂખ અને મુસીબતોનો ભોગ બનતાં જૂએ છે જેમાં નબી સ.અ.વ. અને આપના સાથીઓ હિ.સ. ૩ માં અને તેની આસપાસના સમયમાં હતાં, ત્યારે સ્વાભાવિક રીતે તેના દિલમાં એક અજબ અફસોસ સાથે સવાલ ધુમરાવા લાગે છે. અલ્લાહતઆલાએ અહીં આ જ સવાલનો જવાબ આપ્યો છે, અને એવી નાજુકાઈથી આપ્યો છે કે આનાથી વધારે નાજુકાઈની કલ્પના કરી શકાય તેમ નથી.

وَ مَنۡ يَّفۡعَلۡ ذٰلِكَ فَلَيۡسَ مِنَ اللّٰهِ فِىۡ شَىۡءٍ اِلَّاۤ اَنۡ تَتَّقُوۡا
مِنۡهُمۡ تُقٰٮةً ‌ؕ وَ يُحَذِّرُكُمُ اللّٰهُ نَفۡسَهٗ‌ ؕ وَ اِلَى اللّٰهِ الۡمَصِيۡرُ ﴿۲۸﴾
قُلۡ اِنۡ تُخۡفُوۡا مَا فِىۡ صُدُوۡرِكُمۡ اَوۡ تُبۡدُوۡهُ يَعۡلَمۡهُ اللّٰهُ‌ ؕ
وَ يَعۡلَمُ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ‌ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ
شَىۡءٍ قَدِيۡرٌ ﴿۲۹﴾ يَوۡمَ تَجِدُ كُلُّ نَفۡسٍ مَّا عَمِلَتۡ مِنۡ خَيۡرٍ

**જે આવું કરશે તેનો અલ્લાહ સાથે કોઈ સંબંધ નથી. હા એ માફ છે કે તમે તેમના જુલમથી બચવા માટે દેખીતી રીતે આવું વર્તન કરી બેસો.[૨૫] પરંતુ અલ્લાહ તમને તેના પોતાનાથી ડરાવે છે અને તમારે તેની જ તરફ પાછા ફરીને જવાનું છે.[૨૬] હે નબી ! લોકોને ચેતવી દો કે તમારા દિલોમાં જે કંઈ છે, તેને તમે ચાહે છુપાવો કે જાહેર કરો, અલ્લાહ દરેક સ્થિતિમાં તેને જાણે છે, ધરતી અને આકાશોની કોઈ વસ્તુ તેના જ્ઞાનની બહાર નથી અને તેની સત્તા દરેક વસ્તુ ઉપર છવાયેલી છે. એ દિવસ આવવાનો છે, જ્યારે દરેક માણસ તેની કરણીનું ફળ તેની સામે હાજર**

(૨૫) એટલે કે જો કોઈ મોમિન - મુસલમાન કોઈ ઇસ્લામ-દુશ્મન જૂથના સકંજામાં ફસાઈ ગયો હોય, અને તેમના તરફથી જોરજૂલમનો ડર લાગતો હોય કે ભય હોય, તો તેને છૂટ છે કે પોતાના ઈમાનને છુપાવીને રાખે, અને કાફિરો સાથે બાહ્ય રીતે એવી રીતે રહે કે જાણે તે એમનામાંનો જ એક માણસ છે, અથવા જો તેનું મુસલમાન હોવું જાહેર થઈ ગયું હોય તો પોતાનો જીવ બચાવવા માટે તે કફિરો સાથે મિત્રાચારીભર્યું વલણ દાખવી શકે છે, એટલે સુધી કે ખૂબ જ ભયની સ્થિતિમાં, જો માણસ સહનશક્તિ ધરાવતો ન હોય તો, તેને કલ્મએકુફ્ર સુદ્ધાં બોલી નાખવાની છૂટ છે.

(૨૬) એટલે કે એવું ન બને કે લોકોનો ડર તમારી ઉપર એટલી હદે છવાઈ જાય કે ખુદાનો ખોફ દિલમાંથી નીકળી જાય. માણસો બહુ બહુ તો તમારી દુનિયા બગાડી શકે છે પરંતુ ખુદા તમને કાયમ માટે સજા આપી શકે છે. એટલા માટે પોતાના બચાવ માટે જો મજબૂરી પ્રમાણે કયારેક કાફિરોની સામે સત્યને છુપાવવું પડે તો તે માત્ર એટલી જ હદ સુધી હોવું જોઈએ કે ઇસ્લામના મિશન અને ઇસ્લામી સમુદાયના હિત અને કોઈ મુસલમાનના જાનમાલને નુકસાન પહોંચાડ્યા વિના તમે તમારા જાનમાલનું રક્ષણ કરી લો. પરંતુ સાવધાન, કુફ્ર અને કાફિરોનું કોઈ એવું કામ તમારા હાથે થવું ન જોઈએ જેના કારણે ઇસ્લામની સામે કુફ્રને પ્રોત્સાહન મળે તથા મુસલમાનો ઉપર કાફિરોના વિજયી થવાની શકયતા ઉભી થાય. બરાબર રીતે સમજી લો કે જો તમે તમારી જાતને બચાવવા માટે અલ્લાહના દીનને, અથવા મુસલમાનોના સમુદાયને, અથવા કોઈ પણ મુસલમાનને

مُّحْضَرًا ۚۛ وَّ مَا عَمِلَتْ مِنْ سُوْٓءٍ ۚۛ تَوَدُّ لَوْ اَنَّ بَيْنَهَا وَ بَيْنَهٗٓ
اَمَدًۢا بَعِيْدًا ؕ وَ يُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهٗ ؕ وَاللّٰهُ رَءُوْفٌۢ بِالْعِبَادِ ﴿۳۰﴾
قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِيْ يُحْبِبْكُمُ اللّٰهُ وَ
يَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۳۱﴾ قُلْ اَطِيْعُوا اللّٰهَ
وَ الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ﴿۳۲﴾




**જોશે, ચાહે તેણે ભલાઈ કરી હોય કે બૂરાઈ. એ દિવસે માણસ એવી કામના કરશે કે કદાચ હજી આ દિવસ તેનાથી ઘણો દૂર હોત! અલ્લાહ તમને તેના પોતાનાથી ડરાવે છે અને તે તેના બંદાઓનો મોટો શુભેચ્છક છે.**[૨૭] (રુકુઅ-૩)

**હે નબી! લોકોને કહી દો કે ''જો તમે ખરેખર અલ્લાહને પ્રેમ કરતાં હોવ, તો મારું અનુસરણ અપનાવો, અલ્લાહ તમારી સાથે પ્રેમ કરશે અને તમારા ગુનાઓ પ્રત્યે દરગુજર કરશે. તે મોટો માફ કરનાર અને દયાળુ છે.'' તેમને કહો કે ''અલ્લાહ અને પયગમ્બરનું આજ્ઞાપાલન સ્વીકારી લો.'' પછી જો તેઓ તમારો આ સંદેશ સ્વીકારે નહીં, તો ચોક્કસપણે એ શકય નથી કે અલ્લાહ એવા લોકોને પ્રેમ કરે, જે તેનું અને તેના પયગમ્બરનું આજ્ઞાપાલન કરવાનો ઈનકાર કરતાં હોય.**[૨૮]

---

નુકસાન પહોંચાડશો, અથવા ખુદાના બંડખોરોની કોઈ નક્કર સેવા કરશો તો અલ્લાહના હિસાબ-કિતાબમાંથી કદાપિ છટકી શકશો નહીં કારણ કે જવાનું તો તમારે છેવટે તેની જ પાસે છે.

(૨૭) એટલે કે આ તેની શુભેચ્છાની હદ છે કે તે તમને અગાઉથી એવાં કામો સામે ચેતવી રહ્યો છે જે તમારા અંજામને બગાડવાના કારણો બની શકે છે.

(૨૮) અહીં પહેલું પ્રવચન પુરૂં થાય છે. તેનો વિષય, ખાસ કરીને બદ્રની લડાઈ તરફ જે ઈશારો કરવામાં આવ્યો છે, તેની શૈલી ઉપર વિચાર કરવાથી એવું જ અનુમાન થાય છે કે આ પ્રવચનના ઉતરાણનો સમયગાળો બદ્રની લડાઈ પછી અને ઉહુદની લડાઈ પહેલાંનો છે, અર્થાત હિ.સ.૩નો. મુહમ્મદ બિન ઈસ્હાક વર્ણવે છે કે સામાન્ય રીતે લોકોને એવી ગેરસમજ થઈ છે કે આ સૂરઃ ની શરૂઆતની ૮૦ આયતો નજરાનના પ્રતિનિધિમંડળના આગમનના સમયે હિ.સ. ૯ માં ઉતરી હતી પરંતુ પહેલાં તો આ પ્રાસ્તાવિક પ્રવચનનો વિષય સ્પષ્ટપણે દર્શાવી રહ્યો છે કે આ આની પહેલાં ઉતરી હશે. બીજું, મુકાતિલ બિન સુલૈમાનની રિવાયતમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે નજરાનના પ્રતિનિધિમંડળના આગમન વખતે ફકત એ જ આયતો ઉતરી છે જે હઝરત યહ્યા અ.સ. અને હઝરત ઈસા અ.સ.ના વર્ણન ધરાવે છે અને જેમની સંખ્યા ૩૦ અથવા તેનાથી થોડી

اِنَّ اللّٰهَ اصْطَفٰىٓ اٰدَمَ وَ نُوْحًا وَّاٰلَ اِبْرٰهِيْمَ وَاٰلَ عِمْرٰنَ
عَلَى الْعٰلَمِيْنَ ﴿۳۳﴾ ذُرِّيَّةًۢ بَعْضُهَا مِنْۢ بَعْضٍ ۗ وَاللّٰهُ سَمِيْعٌ
عَلِيْمٌ ﴿۳۴﴾ اِذْ قَالَتِ امْرَاَتُ عِمْرٰنَ رَبِّ اِنِّىْ نَذَرْتُ لَكَ مَا

**અલ્લાહે[૨૯] આદમ અને નૂહ અને ઈબ્રાહીમની સંતાન અને ઈમરાનની સંતાનને[૩૦] સમસ્ત દુનિયાના લોકો ઉપર પસંદગી આપીને (તેની પયગમ્બરી માટે) પસંદ કર્યા હતાં. આ એક શ્રૃંખલાના લોકો હતાં, જે એકબીજાના વંશમાંથી પેદા થયા હતાં. અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.[૩૧] (તે એ વખતે સાંભળી રહ્યો હતો) જ્યારે ઈમરાનની સ્ત્રી[૩૨] કહી રહી હતી કે 'મારા પાલનહાર ! હું આ બાળકને, જે મારા ગર્ભમાં છે, તને ભેટ ધરૂં**

વધારે છે.

(૨૯) અહીંથી બીજું પ્રવચન શરૂ થાય છે. આનો ઉતરાણકાળ હિ.સ. ૯ નો છે, જયારે નજરાનના ખ્રિસ્તી વિદ્વાનોનું પ્રતિનિધિ મંડળ નબી સ.અ.વ. સમક્ષ ઉપસ્થિત થયું હતું. નજરાન પ્રદેશ હિજાઝ તથા યમનની વચ્ચે આવેલું છે. એ વખતે એ પ્રદેશમાં ૭૩ ગામો સામેલ હતાં, અને કહેવાય છે કે એક લાખ વીસ હજાર લડાયક પુરૂષો એમાંથી મળી શકતા હતાં. વસ્તી બધી જ ખિસ્ત્રી હતી અને ત્રણ નેતાઓના તાબા હેઠળ હતી. એકને આકિબ કહેવામાં આવતો હતો જેની હેસિયત સમગ્ર કોમના આગેવાનની હતી. બીજો સૈયદ કહેવાતો હતો, જે તેમની સાંસ્કૃતિક અને રાજકીય બાબતો ઉપર દેખરેખ રાખતો હતો અને ત્રીજો ઉસ્કુફ (બિશપ) હતો જે તેમનો ધાર્મિક આગેવાન હતો. જયારે નબી સ.અ.વ. એ મક્કા જીતી લીધું અને તમામ આરબવાસીઓને ખાત્રી થઈ ગઈ કે દેશનું ભવિષ્ય હવે મુહમ્મદ સ.અ.વ.ના હાથમાં છે ત્યારે આરબપ્રદેશના વિવિધ વિસ્તારોમાંથી આપની પાસે પ્રતિનિધિમંડળો આવવા માંડ્યાં. આના જ અનુસંધાનમાં નજરાનના ત્રણેય સરદારો પણ ૬૦ માણસોનું એક પ્રતિનિધિમંડળ લઈને મદીના પહોંચ્યાં. લડાઈ માટે તેઓ જરા પણ તૈયાર ન હતાં. હવે સવાલ માત્ર એ હતો કે તેઓ ઈસ્લામ કબૂલ કરે છે કે પછી ઝિમ્મી બનીને રહેવા માગે છે. એ વખતે અલ્લાહતઆલાએ નબી સ.અ.વ. ઉપર આ પ્રવચન ઉતાર્યું કે જેથી એની મારફતે નજરાનના પ્રતિનિધિમંડળને ઈસ્લામ તરફ બોલાવી શકાય.

(૩૦) ઈમરાન હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ.ના પિતાનું નામ હતું જેને બાઈબલમાં "અમરામ" عمرام લખવામાં આવ્યું છે.

(૩૧) ખ્રિસ્તીઓની ગુમરાહીઓ - માર્ગભ્રષ્ટતાનું એકમાત્ર કારણ આ છે કે તેઓ મસીહને મનુષ્ય અને રસૂલ (પયગમ્બર) માનવાને બદલે અલ્લાહનો પુત્ર અને ખુદાઈમાં તેનો ભાગીદાર ઠરાવે છે. જો તેમની આ બુનિયાદી ભૂલ દૂર થઈ જાય તો શુદ્ધ અને સાચા ઈસ્લામની તરફ એમનું પાછું ફરવું સરળ બની જાય. એટલા માટે આ પ્રવચનની શરૂઆત એવી રીતે કરવામાં આવી છે કે આદમ અ.સ. પછી અને નૂહ અ.સ. અને

فِیْ بَطْنِیْ مُحَرَّرًا فَتَقَبَّلْ مِنِّیْ ۚ اِنَّكَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ ﴿۳۵﴾
فَلَمَّا وَضَعَتْهَا قَالَتْ رَبِّ اِنِّیْ وَضَعْتُهَاۤ اُنْثٰى ؕ وَاللّٰهُ اَعْلَمُ
بِمَا وَضَعَتْ ؕ وَلَیْسَ الذَّكَرُ كَالْاُنْثٰى ۚ وَاِنِّیْ سَمَّیْتُهَا مَرْیَمَ
وَاِنِّیْۤ اُعِیْذُهَا بِكَ وَذُرِّیَّتَهَا مِنَ الشَّیْطٰنِ الرَّجِیْمِ ﴿۳۶﴾ فَتَقَبَّلَهَا
رَبُّهَا بِقَبُوْلٍ حَسَنٍ وَّاَنْۢبَتَهَا نَبَاتًا حَسَنًا ۙ وَّكَفَّلَهَا زَكَرِیَّا ؕ

**છું, તે તારાં જ કામ માટે ધર્માદા રહેશે. મારી આ ભેટને સ્વીકારી લે. તું સાંભળનાર અને જાણનાર છે.'' પછી જ્યારે એ બાળકી તેને ત્યાં જન્મી ત્યારે તેણીએ કહ્યું ''માલિક ! મારે ત્યાં તો પુત્રી જન્મી ગઈ છે[૩૩] — જો કે જે તેણે જણ્યું હતું, અલ્લાહને તેની ખબર હતી — અને છોકરો છોકરી જેવો હોતો નથી.[૩૪] ઠીક, મેં તેનું નામ મર્યમ રાખી દીધું છે અને હું તેને અને તેની ભાવિ સંતાનને હાંકી કઢાયેલા શૈતાનના ઉપદ્રવથી તારી શરણમાં આપું છું.'' છેવટે તેના માલિકે એ બાળકીને સહર્ષ સ્વીકારી લીધી, તેને ઘણી સારી કન્યા બનાવીને મોટી કરી. અને ઝકરિય્યાને તેનો પાલક બનાવી દીધો.**

આલેઇબ્રાહીમ તથા આલેઇમરાનના બધા જ પયગમ્બરો મનુષ્યો હતાં, એકના વંશમાંથી બીજો પેદા થતો ગયો, તેમનામાંથી કોઈપણ ખુદા ન હતો, તેમની વિશેષતા માત્ર આ હતી કે ખુદાએ તેના દીનના પ્રચાર અને પ્રસાર માટે તથા દુનિયાની સુધારણા માટે એમને પસંદ કર્યા હતાં.

(૩૨) જો ઈમરાનની સ્ત્રીનો અર્થ ''ઈમરાનની પત્ની'' કરવામાં આવે તો તેનો અર્થ એમ થશે કે આ એ ઈમરાન નથી જેમનો ઉલ્લેખ ઉપર થયો છે બલ્કે આ હઝરત મર્યમ અ.સ.ના પિતા હતાં જેમનું નામ કદાચ ઈમરાન હશે. (ખ્રિસ્તી રિવાયતો પ્રમાણે હઝરત મર્યમના પિતાનું નામ યૂઆખીમ Ioachim લખેલું છે). અને જો ઈમરાનની સ્ત્રીનો અર્થ આલેઈમરાનની સ્ત્રી લેવામાં આવે તો તેનો અર્થ આ થશે કે હઝરત મર્યમની માતા એ કબીલા સાથે સંબંધ ધરાવતી હતી. પરંતુ આપણી પાસે જાણકારીનો કોઈ એવો સ્રોત નથી જેના ઉપરથી ચોકકસપણે આ બે અર્થોમાંથી કોઈ એકને પસંદગી આપી શકીએ કેમ કે ઈતિહાસમાં આનો કોઈ ઉલ્લેખ નથી કે હઝરત મર્યમ અ.સ.ના પિતા કોણ હતાં અને તેમની માતા કયા કબીલાના હતાં. અલબત્ત, જો આ રિવાયતને સાચી માની લેવામાં આવે કે હઝરત યહ્યા અ.સ.ની માતા અને હઝરત મર્યમ અ.સ.ની માતા સગપણમાં એક બીજાની બહેનો હતી તો પછી ''ઈમરાનની સ્ત્રીનો'' અર્થ ઈમરાનના કબીલાની સ્ત્રી જ સાચો હશે કેમ કે લૂકની ઈંજીલમાં આપણને એ સ્પષ્ટતા મળે છે કે હઝરત યહ્યા અ.સ.ની માતા હઝરત હારૂન અ.સ.ની ઓલાદમાંથી હતાં. (લૂક ૧ : ૫)

كُلَّمَا دَخَلَ عَلَيْهَا زَكَرِيَّا الْمِحْرَابَ ۙ وَجَدَ عِنْدَهَا رِزْقًا ۚ
قَالَ يٰمَرْيَمُ اَنّٰى لَكِ هٰذَا ؕ قَالَتْ هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ
يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿٣٧﴾ هُنَالِكَ دَعَا زَكَرِيَّا رَبَّهٗ ۚ
قَالَ رَبِّ هَبْ لِىْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً ۚ اِنَّكَ سَمِيْعُ الدُّعَآءِ ﴿٣٨﴾

---

**ઝકરિય્યા[૩૫] જ્યારે પણ તેની પાસે ઓરડામાં[૩૬] જતો ત્યારે તેની પાસે કંઈને કંઈ ખાવા-પીવાની વસ્તુઓ જોતો. પૂછતો, 'મર્યમ, આ વસ્તુઓ તારી પાસે ક્યાંથી આવી ?' તે જવાબ આપતી, 'અલ્લાહ પાસેથી આવી છે, અલ્લાહ જેને ઇચ્છે અઢળક રોજી આપે છે.' આ સ્થિતિ નિહાળીને ઝકરિય્યાએ તેના માલિકને પોકાર્યો ''પાલનહાર ! તારી કુદરતથી મને સદાચારી ઓલાદ આપ. તું જ દુઆ સાંભળનાર છે.'[૩૭]**

---

(૩૩) એટલે કે તૂં તારા બંદાઓની દુઆઓ સાંભળે છે અને તેમની નિયતોની કેફિયતથી વાકેફ છે.

(૩૪) એટલે કે છોકરો એ ઘણી કુદરતી નબળાઈઓ અને સાંસ્કૃતિક બંધનોમાંથી મુકત હોય છે જે છોકરીની સાથે જોડાયેલાં હોય છે, એટલા માટે જો છોકરો હોત તો તે હેતુ વધુ સારી રીતે પ્રાપ્ત કરી શકાત જેના માટે હું મારા બાળકને તારા માર્ગમાં અર્પણ કરવા માગુ છું.

(૩૫) હવે એ સમયનો ઉલ્લેખ શરૂ થાય છે જ્યારે હઝરત મર્યમ અ.સ. પુખ્તવયે પહોંચી ગયાં અને બૈતલમકદિસના ઉપાસનાગૃહ (હૈકલ)માં દાખલ કરી દેવામાં આવ્યાં અને રાત-દિવસ ખુદાની યાદમાં રહેવા માંડયાં. હઝરત ઝકરિય્યા, જેમની દેખરેખમાં તેમને આપવામાં આવ્યા હતાં, સગપણમાં મોટાભાગે તેમના માસા હતાં અને હૈકલના મુજાવરોમાંથી હતાં. આ એ ઝકરિય્યા નબી નથી જેમની હત્યાનો ઉલ્લેખ બાઈબલના જૂના કરારમાં કરવામાં આવ્યો છે.

(૩૬) મેહરાબ શબ્દના લીધે લોકોનું ધ્યાન સામાન્ય રીતે એ મેહરાબ તરફ જતો રહે છે જે આપણી મસ્જિદોમાં ઈમામના ઉભા રહેવા માટે બનાવવામાં આવે છે, પરંતુ અહીં મેહરાબનો મતલબ એ નથી. યહૂદી ઉપાસનાગૃહો અને ખ્રિસ્તીઓના દેવળોમાં અસલ ઈબાદતગાહની જોડાજોડ જમીનની સપાટીથી સહેજ ઉંચાઈ ઉપર ઓરડા બનાવવામાં આવતા હતાં જેમાં ઉપાસનાગૃહના મુજાવર, સેવકો અને તપસ્વીઓ રહેતા હતાં, તેને મેહરાબ કહેવામાં આવે છે. આ જ પ્રકારના ઓરડાઓમાંથી એક ઓરડામાં હઝરત મર્યમ અ.સ. તપસ્વીની (મુઅ્તકિફ) તરીકે રહેતા હતાં.

(૩૭) હઝરત ઝકરિય્યા એ વખતે નિઃસંતાન હતાં. આ યુવાન નેક છોકરીને જોઈને સ્વાભાવિક રીતે એમના મનમાં આ ઈચ્છા પેદા થઈ હશે કે કદાચ અલ્લાહ તેમને પણ આવી જ નેક સંતાન એનાયત કરે, અને આ

فَنَادَتْهُ الْمَلٰٓئِكَةُ وَهُوَ قَآئِمٌ يُّصَلِّيْ فِي الْمِحْرَابِ ۙ اَنَّ اللّٰهَ
يُبَشِّرُكَ بِيَحْيٰى مُصَدِّقًۢا بِكَلِمَةٍ مِّنَ اللّٰهِ وَسَيِّدًا وَّحَصُوْرًا وَّ
نَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ﴿٣٩﴾ قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّقَدْ
بَلَغَنِيَ الْكِبَرُ وَامْرَاَتِيْ عَاقِرٌ ۭ قَالَ كَذٰلِكَ اللّٰهُ يَفْعَلُ مَا
يَشَآءُ ﴿٤٠﴾ قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ۭ قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ

**ઉત્તરમાં ફરિશ્તાઓએ સાદ દીધો જ્યારે તે ઓરડામાં ઊભો રહી નમાઝ પઢી રહ્યો હતો, કે 'અલ્લાહ તને યહ્યાના[૩૮] શુભસમાચાર આપે છે. તે અલ્લાહના તરફથી એક ફરમાનનો[૩૯] સમર્થક બનીને આવશે. તેની અંદર નેતૃત્વ અને મોટાઈની શાન હશે. પૂર્ણ કક્ષાનો રક્ષક હશે. નબૂવ્વતના દરજજા વડે સન્માનવામાં આવશે અને સદાચારીઓમાં ગણવામાં આવશે.'' ઝકરિય્યાએ કહ્યું, 'પાલનહાર ! મારે ત્યાં પુત્ર કયાંથી થશે ભલા ? હું તો ઘણો ઘરડો થઈ ગયો છું અને મારી પત્ની વાંઝણી છે.'' ઉત્તર મળ્યો, ''આવું જ થશે,[૪૦] અલ્લાહ જે ઈચ્છે છે કરે છે.'' કહ્યું, 'માલિક, તો પછી કોઈ નિશાની મારા માટે નક્કી કરી દે.'[૪૧] કહ્યું, 'નિશાની આ છે કે તમે ત્રણ દિવસ સુધી લોકો સાથે ઈશારા**

---

જોઈને કે અલ્લાહ કેવી રીતે તેની કુદરત વડે આ એકાંતવાસી છોકરીને ખોરાક પહોંચાડી રહ્યો છે, તેમને એવી આશા બંધાઈ કે અલ્લાહ જો ચાહે તો આ વૃદ્ધાવસ્થામાં પણ તેમને સંતાન આપી શકે છે.

(૩૮) બાઈબલમાં એમનું નામ ''યુહન્ના બપ્તિસ્મા આપનાર'' (John the Baptist) લખ્યું છે. એમના અહેવાલ વિષે જુઓઃ મુતા, પ્રકરણ-૩, ૧૧ અને ૧૪. માર્કસઃ પ્રકરણ-૧ અને ૬, લૂકઃ પ્રકરણ-૧ અને ૩.

(૩૯) અલ્લાહના હુકમનો અર્થ હઝરત ઈસા અ.સ. છે કેમ કે એમનો જન્મ અલ્લાહતઆલાના એક અસાધારણ ફરમાન દ્વારા ચમત્કારિક રીતે થયો હતો તેથી તેમને કુર્આનમજીદમાં كَلِمَةٌ مِّنَ اللّٰهِ કહેવામાં આવ્યાં છે.

(૪૦) એટલે કે તારા ઘડપણ અને તારી પત્નીના વાંઝિયાપણા છતાં અલ્લાહ તને દીકરો આપશે.

(૪૧) એટલે કે એવી નિશાની બતાવી દે કે જયારે એક ખૂબ જ ઘરડા અને એક ખૂબ જ વૃદ્ધ વાંઝણીના ઘરે દીકરાના જન્મ જેવો અસાધારણ બનાવ બનવાનો હોય તો તેની ખબર મને પહેલાંથી થઈ જાય.




ثَلٰثَةَ اَيَّامٍ اِلَّا رَمْزًا ؕ وَاذْكُرْ رَّبَّكَ كَثِيْرًا وَّسَبِّحْ
بِالْعَشِيِّ وَالْاِبْكَارِ ﴿٤١﴾ وَاِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ
اصْطَفٰكِ وَطَهَّرَكِ وَاصْطَفٰكِ عَلٰى نِسَآءِ الْعٰلَمِيْنَ ﴿٤٢﴾
يٰمَرْيَمُ اقْنُتِيْ لِرَبِّكِ وَاسْجُدِيْ وَارْكَعِيْ مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٣﴾
ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ؕ وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ
يُلْقُوْنَ اَقْلَامَهُمْ اَيُّهُمْ يَكْفُلُ مَرْيَمَ ۪ وَمَا كُنْتَ لَدَيْهِمْ

**સિવાય કોઈ વાતચીત નહીં કરો (અથવા નહીં કરી શકો). આ દરમ્યાન તારા માલિકને પુષ્કળ યાદ કરજો અને સવાર-સાંજ તેની પાકીનું વર્ણન કરતા રહેજો.[૪૨] (રુકુઅ-૪)**

**પછી એ સમય આવ્યો જ્યારે મર્યમને ફરિશ્તાઓએ આવીને કહ્યું, 'હે મર્યમ! અલ્લાહે તને પસંદ કરી લીધી અને પવિત્રતા આપી અને સમસ્ત જગતની સ્ત્રીઓ ઉપર તને પસંદગી આપીને તેની સેવા માટે ચૂંટી લીધી. હે મર્યમ! તારા માલિકની આજ્ઞાપાલક બનીને રહે, તેની સામે સિજદામાં માથું ઝૂકાવ, અને જે લોકો તેની સામે ઝૂકનારાં છે તેમની સાથે તું પણ ઝૂકી જા.''**

**હે નબી, આ ગેબની વાતો છે જે અમે તમને વહી મારફતે જણાવી રહ્યાં છીએ, નહીં તો તમે એ વખતે ત્યાં હાજર ન હતાં જ્યારે હૈકલના સેવકો આ ફેંસલો કરવા માટે કે મર્યમનો પાલક કોણ થાય, પોતપોતાની કલમો ફેંકી રહ્યા હતાં[૪૩] અને ન તો તમે એ વખતે હાજર હતાં**

(૪૨) આ પ્રવચનનો મૂળ આશય ખ્રિસ્તીઓ સમક્ષ તેમની આ માન્યતાની ભૂલને સ્પષ્ટ કરવાનો છે કે તેઓ મસીહ અ.સ.ને ખુદાનો પુત્ર અને ખુદા માને છે. પ્રસ્તાવનામાં હઝરત યહ્યા અ.સ.નો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે, જેવી રીતે મસીહ અ.સ.નો જન્મ ચમત્કારિક રીતે થયો હતો એવી જ રીતે એમના છ મહિના પહેલાં એ જ કુટુંબમાં હઝરત યહ્યા અ.સ.નો જન્મ પણ એક બીજી રીતે ચમત્કાર દ્વારા થઈ ગયેલો હતો. આના દ્વારા અલ્લાહતઆલા ખ્રિસ્તીઓને એમ સમજાવવા માગે છે કે જો યહ્યા અ.સ.ને તેમના વિશિષ્ટ જન્મે ખુદા ન બનાવ્યાં તો મસીહ અ.સ. માત્ર પોતાના અસાધારણ જન્મના જોરે ખુદા કેવી રીતે હોઈ શકે છે.

(૪૩) એટલે કે પાસાં ફેંકી રહ્યા હતાં. આ પાસાં ફેંકવાની જરૂરિયાત એટલા માટે ઉભી થઈ હતી કે હઝરત મર્યમ અ.સ.ની માતાએ તેમને ખુદાની સેવા માટે હૈકલને અર્પણ કરી દીધા હતાં, અને કેમકે તે છોકરી હતાં એટલે આ એક નાજુક પ્રશ્ન બની ગયો હતો કે હૈકલના મુજાવરોમાંથી કોના પાલન-પોષણ હેઠળ તેઓ રહે.

إِذْ يَخْتَصِمُونَ ﴿٤٤﴾ إِذْ قَالَتِ الْمَلَائِكَةُ يَا مَرْيَمُ إِنَّ اللَّهَ يُبَشِّرُكِ
بِكَلِمَةٍ مِّنْهُ اسْمُهُ الْمَسِيحُ عِيسَى ابْنُ مَرْيَمَ وَجِيهًا فِي
الدُّنْيَا وَالْآخِرَةِ وَمِنَ الْمُقَرَّبِينَ ﴿٤٥﴾ وَيُكَلِّمُ النَّاسَ فِي
الْمَهْدِ وَكَهْلًا وَمِنَ الصَّالِحِينَ ﴿٤٦﴾ قَالَتْ رَبِّ أَنَّىٰ يَكُونُ
لِي وَلَدٌ وَلَمْ يَمْسَسْنِي بَشَرٌ ۖ قَالَ كَذَٰلِكِ اللَّهُ يَخْلُقُ

**જ્યારે તેમની વચ્ચે ઝઘડો થયેલો હતો.**

**અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું 'હે મર્યમ, અલ્લાહ તને તેના એક ફરમાનના શુભસમાચાર આપે છે. તેનું નામ મસીહ ઈસા ઇબ્ને મર્યમ હશે, દુનિયા અને આખિરતમાં આદર પામેલો હશે, અલ્લાહના સમીપવર્તી બંદાઓમાં ગણવામાં આવશે, લોકો સાથે પારણામાં પણ વાતચીત કરશે અને મોટી વયે પહોંચીને પણ, અને તે એક સદાચારી માણસ હશે.'' આ સાંભળીને મર્યમે કહયું, 'પાલનહાર ! મારે ત્યાં બાળક કયાંથી થશે, મને તો કોઈ પુરુષે હાથ સુદ્ધાં લગાડયો નથી.' ઉત્તર મળ્યો 'આવું જ થશે,[૪૪] અલ્લાહ જે ઇચ્છે છે**

(૪૪) એટલે કે હજી જ્યારે કોઈ પુરૂષે તને સ્પર્શ કર્યો નથી છતાં તારે ત્યાં બાળક જન્મશે. આ શબ્દ કઝાલિકા كَذَٰلِكِ (આવું જ થશે) હઝરત ઝકરિય્યાના જવાબમાં પણ કહેવામાં આવ્યો હતો. તેનો જે અર્થ ત્યાં છે એ જ અર્થ અહીં પણ હોવો જોઈએ. આ ઉપરાંત પછીનું કથન, બલ્કે આગળ અને પાછળનું તમામ વર્ણન, આ જ અર્થને સમર્થન આપે છે કે હઝરત મર્યમ અ.સ.ને તો જાતીય મિલન વિના બાળક જન્મવાના ખુશખબર આપવામાં આવ્યા હતાં અને હકીકતમાં એ જ રીતે હઝરત ઈસા અ.સ.નો જન્મ થયો. નહીં તો જો વાત આવી જ હોત કે હઝરત મર્યમ અ.સ. ને ત્યાં એ જ પ્રચલિત કુદરતી રીતે બાળક જન્મવાનો હોત જેવી રીતે દુનિયામાં સ્ત્રીઓને ત્યાં જન્મતો હોય છે, અને જો હઝરત ઈસા અ.સ.નો જન્મ હકીકતમાં એ જ રીતે થયો હોત તો આ તમામ વર્ણન અર્થવિહીન સાબિત થાત જે ચોથા રુકૂઅથી છઠ્ઠા રુકૂઅ સુધી ચાલી રહ્યો છે, અને એ તમામ વર્ણનો પણ અર્થહીન બની જાત જે મસીહ અ.સ.ના જન્મના મામલે કુર્આનના બીજા સ્થળો ઉપર આપણને જોવા મળે છે. ખ્રિસ્તીઓએ હઝરત ઈસા અ.સ.ને ખુદા તથા અલ્લાહનો પુત્ર આ કારણસર માન્યા હતાં કે તેમનો જન્મ અકુદરતી રીતે બાપ વિના થયો હતો અને યહૂદીઓએ હઝરત મર્યમ અ.સ. ઉપર આરોપ પણ એટલા જ કારણસર લગાવ્યો હતો કે બધાની સામે આ ઘટના ઘટી હતી કે એક છોકરી અપરિણીત હતી અને તેને ત્યાં બાળક જન્મ્યો. જો આ ઘટના ઘરમૂળથી બની જ ન હોત તો આ બંને જૂથોના વિચારોના ખંડનમાં આટલું જ કહી દેવું

مَا يَشَآءُ ؕ اِذَا قَضٰۤى اَمۡرًا فَاِنَّمَا يَقُوۡلُ لَهٗ كُنۡ فَيَكُوۡنُ ﴿۴۷﴾
وَيُعَلِّمُهُ الۡكِتٰبَ وَالۡحِكۡمَةَ وَالتَّوۡرٰٮةَ وَالۡاِنۡجِيۡلَ ﴿۴۸﴾ وَ
رَسُوۡلًا اِلٰى بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ ۙ اَنِّىۡ قَدۡ جِئۡتُكُمۡ بِاٰيَةٍ مِّنۡ رَّبِّكُمۡ ۙ
اَنِّىۡۤ اَخۡلُقُ لَـكُمۡ مِّنَ الطِّيۡنِ كَهَیْـــَٔةِ الطَّيۡرِ فَاَنۡفُخُ فِيۡهِ
فَيَكُوۡنُ طَيۡرًا ۢ بِاِذۡنِ اللّٰهِ ۚ وَاُبۡرِئُ الۡاَكۡمَهَ وَالۡاَبۡرَصَ

**પેદા કરે છે. તે જ્યારે કોઈ કામ કરવાનો ફેંસલો કરે છે ત્યારે ફકત કહે છે કે થઈ જા અને તે થઈ જાય છે.'' (ફરિશ્તાઓએ પછી તેમની વાત ચાલુ રાખતાં કહ્યું) ''અને અલ્લાહ તેને ગ્રંથ અને ડહાપણની તાલીમ આપશે, તૌરાત અને ઇંજીલનું જ્ઞાન શીખવાડશે.અને બનીઇસ્રાઈલની તરફ તેનો પયગમ્બર નીમશે.''**

**(અને જ્યારે તે પયગમ્બરની હેસિયતથી બનીઇસ્રાઈલની પાસે આવ્યો ત્યારે તેણે કહ્યું), ''હું તમારા માલિક તરફથી તમારી પાસે નિશાની લઈને આવ્યો છું. હું તમારી સામે માટીમાંથી પક્ષીના આકારનું એક પૂતળું બનાવું છું અને તેમાં ફૂંક મારું છું, તે અલ્લાહના હુકમથી પક્ષી બની જાય છે. હું અલ્લાહના હુકમથી જન્મજાત આંધળા અને કુષ્ઠરોગીને સાજો કરું છું**

તદ્દન પૂરતું હતું કે તમે લોકો ખોટું બોલો છો, તે છોકરી પરિણીત હતી, ફલણો માણસ તેનો પતિ હતો અને તેના જ બીજથી ઈસા અ.સ. પેદા થયા હતાં. આ ટૂંકી અને ટચ વાત કહેવાને બદલે આટલી લાંબી પ્રસ્તાવનાઓ અને ગૂંચવણ ભરેલી વાતો કરવા તેમજ મસીહ બિન ફલાણા કહેવાને બદલે મસીહ બિન મર્યમ કહેવાની શી જરૂર હતી જેનાથી વાત ઉકેલવાને બદલે ગુંચવાઈ જાય. તેથી જે લોકો કુર્આનને અલ્લાહનો કલામ-વાણી માને છે, અને પછી મસીહ અ.સ. વિષે એમ પણ સાબિત કરવાની કોશિશ કરે છે કે, તેમનો જન્મ રાબેતા મુજબ મા-બાપના મિલન દ્વારા થયો છે તેઓ હકીકતમાં એમ સાબિત કરે છે કે અલ્લાહતઆલા દિલમાં રહેલી વાતો અને મુદ્દાની વાત વર્ણવવાની એટલી શક્તિ પણ ધરાવતો નથી જેટલી આ લોકો પોતે ધરાવે છે. (મઆઝલ્લાહ)

وَ اُحۡیِ الۡمَوۡتٰی بِاِذۡنِ اللّٰہِ ۚ وَ اُنَبِّئُکُمۡ بِمَا تَاۡکُلُوۡنَ وَ مَا
تَدَّخِرُوۡنَ ۙ فِیۡ بُیُوۡتِکُمۡ ؕ اِنَّ فِیۡ ذٰلِکَ لَاٰیَۃً لَّکُمۡ اِنۡ کُنۡتُمۡ
مُّؤۡمِنِیۡنَ ﴿۴۹﴾ۚ وَ مُصَدِّقًا لِّمَا بَیۡنَ یَدَیَّ مِنَ التَّوۡرٰىۃِ

**અને તેના હુકમથી મડદાને જીવતો કરું છું. હું તમને જણાવું છું કે તમે શું ખાઓ છો અને શું તમારા ઘરોમાં સંઘરીને રાખો છો. આમાં તમારા માટે પૂરતી નિશાની છે જો તમે ઈમાન લાવનારા હોવ.[૪૫] અને હું એ શિક્ષણ અને માર્ગદર્શનનું સમર્થન કરનાર બનીને આવ્યો છું જે તૌરાતમાંથી અત્યારે મારા જમાનામાં હાજર[૪૬] છે.**

(૪૫) એટલે કે આ નિશાનીઓ તમને એ વાતે સંતોષ આપવા માટે પૂરતી છે કે હું એ ખુદાનો મોકલેલો છું જે સૃષ્ટિનો નિર્માતા અને સર્વસત્તાધીશ હાકેમ છે. શરત માત્ર એટલી છે કે તમે સત્યને સ્વીકારવા માટે તૈયાર હોવ, હઠાગ્રહી ન હોવ.

(૪૬) એટલે કે આ એક બીજો પુરાવો છે કે હું ખુદાનો મોકલેલો છું. જો હું તેના તરફથી મોકલવામાં આવેલો ન હોત પણ જૂઠો દાવેદાર હોત તો પોતે જ એક નવા ધર્મની સ્થાપના કરી નાખત અને પોતાના આ ચમત્કારોના જોરે તમને અગાઉના દીનથી હટાવીને મારા ઉપજાવી કાઢેલા દીન તરફ લાવવાનો પ્રયાસ કરત. પરંતુ હું તો એ જ અસલ દીનને માનું છું, અને એ જ શિક્ષણને સાચો ઠરાવી રહ્યો છું જે ખુદા તરફથી તેના પયગમ્બરો મારી પહેલાં લાવ્યા હતાં.

મસીહ અ.સ. એ જ દીન લાવ્યા હતાં જે મૂસા અ.સ. અને બીજા નબીઓએ પ્રસ્તુત કર્યો હતો, આ વાત આજે ઉપલબ્ધ ઈંજીલોમાં પણ સ્પષ્ટપણે આપણને જોવા મળે છે. દા.ત. માથ્થીના વર્ણન પ્રમાણે ટેકરીના પ્રવચનોમાં મસીહ અ.સ. સ્પષ્ટપણે કહે છે કે :

"એમ ન માનો કે હું તૌરેત અથવા નબીઓના ગ્રંથોને રદ કરવા આવ્યો છું. રદ કરવા નહીં બલ્કે પૂર્ણ કરવા આવ્યો છું." (૫:૧૭)

એક યહૂદી વિદ્વાને મસીહ અ.સ.ને પૂછ્યું કે, દીનના હુકમોમાં સૌથી પહેલો હુકમ કયો છે? જવાબમાં તેમણે કહ્યું કે :

"તારા માલિક ખુદા સાથે સંપૂર્ણ દિલથી અને તારા સંપૂર્ણ પ્રાણથી અને તારી સંપૂર્ણ બુદ્ધિથી પ્રેમ રાખ. મોટો અને પહેલો હુકમ આ જ છે. અને આના જેવો બીજો હુકમ આ છે કે, તારા પાડોશી સાથે પોતાના જેવો પ્રેમ રાખ. આ જ બે હુકમો ઉપર તૌરેત અને નબીઓના પુસ્તકોનો આધાર છે." (માથ્થી, ૨૨:૩૭, ૪૦)

પછી હઝરત મસીહ અ.સ. તેમના અનુયાયીઓને કહે છે કે :

"ધાર્મિક કાનૂનશાસ્ત્રીઓ અને પરંપરાવાદીઓ મૂસાની ગાદી ઉપર બેઠાં છે. તેઓ જે કંઈ તમને બતાવે તે બધું કરો અને માનો, પરંતુ એમના જેવાં કામ ન કરો કેમકે તેઓ કહે છે અને કરતાં નથી." (માથ્થી, ૨૩:૨ અને ૩)

وَ لِاُحِلَّ لَكُمْ بَعْضَ الَّذِیْ حُرِّمَ عَلَیْكُمْ وَ جِئْتُكُمْ بِاٰیَةٍ
مِّنْ رَّبِّكُمْ ۫ فَاتَّقُوا اللّٰهَ وَ اَطِیْعُوْنِ ﴿۵۰﴾ اِنَّ اللّٰهَ رَبِّیْ
وَ رَبُّكُمْ فَاعْبُدُوْهُ ؕ هٰذَا صِرَاطٌ مُّسْتَقِیْمٌ ﴿۵۱﴾

**અને એટલા માટે આવ્યો છું કે તમારા માટે કેટલીક એ વસ્તુઓને હલાલ કરી દઉં જે તમારા માટે હરામ કરી દેવામાં આવેલી છે.[૪૭] જુઓ, હું તમારા માટે માલિકના તરફથી તમારી પાસે નિશાની લઈને આવ્યો છું, એટલા માટે અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો. અલ્લાહ મારો માલિક પણ છે અને તમારો માલિક પણ, એટલા માટે તમે તેની જ બંદગી અપનાવો, આ જ સીધો માર્ગ છે.'[૪૮]**

(૪૭) એટલે કે તમારા અજ્ઞાન લોકોની અંધશ્રદ્ધા, તમારા કાયદાશાસ્ત્રીઓની નુકતેચીનીઓ, તમારા સંન્યાસીઓની કષ્ટદાયક સખતાઈઓ, અને બિનમુસ્લિમોના વર્ચસ્વ અને પ્રભુત્ત્વના કારણે તમારે ત્યાં અસલ ખુદાઈ કાનૂન ઉપર જે બંધનોનો ઉમેરો થઈ ગયો છે, હું તેને રદ કરીશ અને તમારા માટે એ જ વસ્તુઓ હલાલ અને એ જ વસ્તુઓને હરામ ઠરાવીશ જેમને અલ્લાહે હલાલ કે હરામ ઠરાવેલી છે.

(૪૮) આના ઉપરથી જણાયું કે નબીઓ અ.સ.ની જેમ હઝરત ઈસા અ.સ.ના સંદેશના પણ બુનિયાદી બિંદુઓ આ જ ત્રણ હતાં :

એક આ કે, સર્વોચ્ચ સત્તા કે જેના પ્રત્યે બંદગીનું વલણ અપનાવવામાં આવે છે અને જેના આજ્ઞાપાલન ઉપર નીતિમત્તા અને સંસ્કૃતિની તમામ વ્યવસ્થા સ્થપાય છે, તે માત્ર અલ્લાહ માટે વિશિષ્ટ માનવામાં આવે.

બીજું આ કે, એ સર્વોચ્ચ સત્તાવાનના પ્રતિનિધિની હેસિયતથી નબીના હુકમનું પાલન કરવામાં આવે.

ત્રીજું આ કે, માનવજીવનને હલાલ અને હરામ તથા કાયદેસર અને ગેરકાયદેસરની મર્યાદાઓમાં બાંધનાર કાયદો અને નિયમ માત્ર અલ્લાહનો જ હોય, બીજાંઓના લાગૂ કરેલા કાયદાઓને રદ કરી દેવામાં આવે.

આમ, હકીકતમાં હઝરત ઈસા અ.સ., હઝરત મૂસા અ.સ. અને હઝરત મુહમ્મદ સ.અ.વ. તથા અન્ય નબીઓના મિશનમાં વાળ બરાબર પણ તફાવત નથી. જે લોકોએ અલગ અલગ પયગમ્બરોના અલગ અલગ મિશન ઠરાવ્યાં છે, અને તેમની વચ્ચે હેતુ તથા ખાસિયતની રીતે ભેદ કર્યો છે, તેમણે ભારે ભૂલ કરી છે. રાજયના માલિકની તરફથી તેની રૈયતની તરફ જે કોઈ માણસ પણ નિમણૂંક પામીને આવશે તેના આવવાનો હેતુ આના સિવાય બીજો કોઈ હોઈ જ ન શકે કે તે પ્રજાને નાફરમાની અને સ્વતંત્ર થવાથી રોકે અને શિર્કથી (એટલે કે તે સર્વોચ્ચ સત્તામાં કોઈપણ હેસિયતથી બીજાંને રાજયના માલિકની સાથે ભાગીદાર ઠરાવે અને તેમની વફાદારીઓ અને પૂજા-અર્ચનાને તેમની વચ્ચે વહેંચી દે) રોકે, અને અસલ માલિકની વિશુદ્ધ બંદગી અને

આજ્ઞાપાલન તથા પૂજા અને વફાદારીની તરફ બોલાવે.

અફસોસની વાત છે કે પ્રવર્તમાન ઇંજીલોમાં મસીહ અ.સ.ના મિશનને આવી સ્પષ્ટતા સાથે વર્ણવવામાં આવેલો નથી જેવી રીતે ઉપર કુર્આનમાં પ્રસ્તુત કરવામાં આવ્યો છે. આમ છતાં, છૂટાછવાયા સંકેતોના રૂપમાં આ ત્રણેય બુનીયાદી બિંદુઓ આપણને તેમાં જોવા મળે છે જે ઉપર વર્ણવવામાં આવ્યાં છે. દા.ત. મસીહ અ.સ. માત્ર અલ્લાહની બંદગીમાં જ માનતા હતાં, આ વાત તેમના આ કથન ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે :

"તું તારા ખુદાને સિજદો કર અને માત્ર તેની જ ઇબાદત કર." (માથ્થી ૪:૧૦)

અને એટલું જ નહીં કે તેઓ આમાં માનતા હતાં બલ્કે તેમના તમામ પ્રયાસોનો આશય પણ આ જ હતો કે ધરતી ઉપર ખુદાઈ હુકમોનું એવી જ રીતે પાલન થાય જેવી રીતે આકાશ ઉપર "થઈ જા" ના હુકમનું પાલન થઈ રહ્યું છે :

"તારૂં રાજ્ય આવે. તારી મરજી જેવી રીતે આકાશ ઉપર પૂરી થાય છે, ધરતી ઉપર પણ થાય. (માથ્થી ૬:૧૦)

બીજું, મસીહ અ.સ. પોતાને નબી અને આકાશી રાજ્ય ના પ્રતિનિધિની હેસિયતથી રજૂ કરતા હતાં, અને આ જ હેસિયતથી લોકોને પોતાના અનુસરણ માટે બોલાવતા હતાં. આ વાત તેમના અનેક કથનો ઉપરથી જણાઈ આવે છે. તેમણે જયારે તેમના વતન નાસિરહથી પોતાના મિશનની શરૂઆત કરી ત્યારે તેમના પોતાના જ ભાઈબંધો અને ગામના લોકો વિરોધમાં ઉભા થઈ ગયાં. આ અંગે માથ્થી, માર્ક, લૂક, આ ત્રણેય એક સંમત થઈ રિવાયત કરે છે કે તેમણે કહ્યુંઃ "નબી પોતાના વતનમાં સ્વીકૃત હોતો નથી." અને જયારે જેરૂસલેમમાં તેમની હત્યા કરવાના કાવતરાં ઘડાવા લાગ્યાં અને તેમને સલાહ આપવામાં આવી કે આપ કયાંક બીજે જતાં રહો ત્યારે તેમણે જવાબ આપ્યો, "શકય નથી કે નબી જેરૂસલેમની બહાર હત્યા પામે." (લૂક ૧૩ : ૨૩) છેલ્લી વખતે જયારે તેઓ જેરૂસલેમમાં દાખલ થઈ રહ્યા હતાં ત્યારે તેમના શિષ્યોએ મોટે મોટેથી કહેવા માંડ્યું કે "મુબારક છે એ રાજા જે માલિકના નામથી આવે છે." આ સાંભળી ને યહૂદી વિદ્વાનો ખૂબ નારાજ થયાં અને તેમણે હઝરત મસીહ અ.સ. ને કહ્યું કે, તમે તમારા શિષ્યોને ચૂપ કરાવો. તો તેમણે કહ્યું કે, "જો આ લોકો ચૂપ રહેશે તો પથ્થરો બોલી ઉઠશે." (લૂક ૧૯ : ૩૮ થી ૪૦). એક બીજા પ્રસંગે તેમણે કહ્યું :

"હે શ્રમ કરનારાઓ અને બોજા તળે દબાયેલાં લોકો, બધા જ મારી પાસે આવો, હું તમને આરામ આપીશ. મારી ધૂંસરી તમારી ઉપર ઉપાડી લો...... મારી ધૂંસરી સુંવાળી છે અને મારો બોજો હળવો." (માથ્થી ૧૧ : ૨૮ થી ૩૦)

અને આ વાત કે મસીહ અ.સ. માનવીના ઘડેલા કાયદાઓની જગ્યાએ ખુદાઈ કાયદાઓનું પાલન કરાવવા માગતા હતાં, માથ્થી અને માર્કની એ રિવાયતો ઉપરથી સ્પષ્ટપણે સમજાય છે. આનો ટૂંકસાર એવો છે કે યહૂદી વિદ્વાનોએ વાંધો ઉઠાવ્યો કે આપના શિષ્યો વડવાઓની પરંપરાઓની વિરૂદ્ધ હાથ ધોયા વિના કેમ જમી લે છે? આના જવાબમાં મસીહ અ.સ.એ કહ્યું કે, તમે બધા દંભી લોકોની હાલત એ જ છે જેની ઉપર યસઅયાહ નબીના મોઢેથી આ ઠપકો આપવામાં આવ્યો છે કે, "આ ઉમ્મત જીભથી તો મારો આદર કરે છે પરંતુ તેમના દિલો મારાથી દૂર છે, કેમ કે આ લોકો માનવીના હુકમોનું શિક્ષણ આપે છે." તમે લોકો ખુદાના હુકમને તો

فَلَمَّآ اَحَسَّ عِيْسٰى مِنْهُمُ الْكُفْرَ قَالَ مَنْ اَنْصَارِيْٓ اِلَى اللّٰهِ ؕ قَالَ الْحَوَارِيُّوْنَ نَحْنُ اَنْصَارُ اللّٰهِ ۚ اٰمَنَّا بِاللّٰهِ ۚ وَاشْهَدْ بِاَنَّا مُسْلِمُوْنَ ﴿۵۲﴾ رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُوْلَ

**જ્યારે ઈસાને લાગ્યું કે બનીઈસ્રારાઈલ કુફ્ર અને ઈનકાર માટે તત્પર છે ત્યારે તેણે કહ્યું, ‘કોણ અલ્લાહના માર્ગમાં મારો મદદગાર થાય છે ?’ હવારીઓએ[૪૯] જવાબ આપ્યો, ‘અમે અલ્લાહના મદદગાર છીએ,[૫૦] અમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યાં, સાક્ષી રહો કે અમે મુસ્લિમ (અલ્લાહની સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેનારાં) છીએ. માલિક, જે ફરમાન તેં ઉતાર્યું છે અમે તેને માની લીધું અને પયગમ્બરનું અનુસરણ સ્વીકારી લીધું,**

રદબાતલ કરો છો અને તમારા પોતાના ઘડેલાં કાયદાઓને કાયમ રાખો છો.’’ ખુદાએ તૌરાતમાં હુકમ આપ્યો હતો કે મા-બાપનો આદર કરો અને જે કોઈ માબાપને ખરાબ કહે તેને મૃત્યુદંડ આપવામાં આવે. પરંતુ તમે તો કહો છો કે જે માણસ પોતાના મા અથવા બાપને એમ કહી દે કે, મારી જે સેવાઓ તમારા કામમાં આવી શકતી હતી તેમને હું ખુદાને અર્પણ કરી ચૂકયો છું તેના માટે આ તદ્દન વ્યાજબી છે કે ત્યારબાદ મા કે બાપની કોઈ સેવા ન કરે. (માથ્થી ૧૫ : ૩ થી ૯, માર્ક ૭ અને ૫ થી ૧૩)

(૪૯) ‘‘હવારી’’ શબ્દ નો અર્થ લગભગ એ જ થાય છે જે આપણે ત્યાં અન્સારનો અર્થ છે. બાઈબલમાં સામાન્ય રીતે હવારીઓની જગ્યાએ ‘‘શિષ્યો’’ શબ્દનો ઉપયોગ થયો છે. અને કેટલીક જગ્યાએ તેમને રસૂલ પણ કહેવામાં આવ્યાં છે. પરંતુ રસૂલ એ અર્થમાં કે મસીહ અ.સ. તેમને પ્રચાર અને પ્રસાર માટે મોકલતા હતાં, એ અર્થમાં નહીં કે ખુદાએ તેમને રસૂલ નીમ્યા હતાં.

(૫૦) દીને ઈસ્લામની સ્થાપનામાં ભાગ લેવાને કુર્આનમજીદમાં ઘણી જગ્યાએ ‘‘અલ્લાહની મદદ કરવી’’ કહેવામાં આવ્યું છે. આ એક સ્પષ્ટતા કરવા યોગ્ય વિષય છે. જીવનના જે કોઈ ક્ષેત્રમાં અલ્લાહતઆલાએ મનુષ્યને ઈરાદા અને પસંદગીની સ્વતંત્રતા આપી છે, તેમાં તે મનુષ્યને કુફ્ર અથવા ઈમાન, વિદ્રોહ અથવા આજ્ઞાપાલનમાંથી કોઈ એક રસ્તો અપનાવવા માટે તેની ખુદાઈ તાકાત વડે મજબૂર નથી કરતો. આની જગ્યાએ તે દલીલ અને શિખામણ વડે મનુષ્યને એ વાત બતાવવા માગે છે કે ઈનકાર અને નાફરમાની, તથા વિદ્રોહની સ્વતંત્રતા ધરાવવા છતાં તેના માટે સત્ય આ જ છે, અને તેની સફળતા અને નજાતનો રસ્તો પણ આ જ છે કે તેના પેદા કરનારની બંદગી અને આજ્ઞાપાલનને અપનાવે. આમ, સમજાવટ અને શિખામણ વડે લોકોને સીધા રસ્તા પર લાવવા માટે પ્રયાસ કરવા એ હકીકતમાં અલ્લાહનું કામ છે, અને જે લોકો આ કામમાં અલ્લાહનો સાથ આપે છે તેમને અલ્લાહ પોતાના મિત્રો અને મદદગાર ગણાવે છે, અને આ એ સર્વોચ્ચ સ્થાન છે જેની ઉપર કોઈપણ માણસ પહોંચી શકે છે. નમાઝ, રોઝા અને તમામ પ્રકારની ઈબાદતોમાં તો મનુષ્ય માત્ર



فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿٥٣﴾ وَ مَكَرُوْا وَ مَكَرَ اللّٰهُ ؕ وَ اللّٰهُ
خَيْرُ الْمٰكِرِيْنَ ﴿٥٤﴾ اِذْ قَالَ اللّٰهُ يٰعِيْسٰٓى اِنِّىْ مُتَوَفِّيْكَ وَ

**અમારાં નામ સાક્ષી આપનારાઓમાં લખી લે.''**

**પછી બનીઇસ્રારાઈલ (મસીહની વિરુદ્ધ) ગુપ્ત કાવત્રાં કરવા લાગ્યાં. જવાબમાં અલ્લાહે પણ તેની ગુપ્ત યોજના ઘડી અને આવી યોજનાઓમાં અલ્લાહ સૌથી ચઢિયાતો છે. (રુકુઅ-૫) (એ અલ્લાહની છુપી યોજના જ હતી) જ્યારે તેણે કહ્યું કે ''હે ઈસા ! હવે હું તને પાછો લઈ લઈશ[૫૧] અને**

બંદો અને ગુલામ હોય છે પરંતુ દીનના ફેલાવા તથા દીનની સ્થાપનાના સંઘર્ષમાં મનુષ્યને ખુદાની મિત્રતા અને મદદગારીનું બહુમાન પ્રાપ્ત થાય છે જે આ દુનિયામાં આત્માના ઉત્થાનનો સૌથી ઊંચો દરજ્જો છે.

(૫૧) અહીં આયતમાં શબ્દ ''મુતવફ્ફીક'' مُتَوَفِّيْكَ નો ઉપયોગ થયો છે. تَوَفِّى તવફ્ફીનો મૂળ અર્થ લેવું અને વસૂલ કરવું છે. ''રૂહ કબ્ઝ કરવી'' આ શબ્દનો ધારી લીધેલો ઉપયોગ છે, નહીં કે ખરેખર શબ્દકોશીય અર્થ. અહીં આ શબ્દ અંગ્રેજી શબ્દ (To Recall) પરત-પાછા બોલાવવાના અર્થમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે, એટલે કે એક હોદ્દેદારને તેની જગ્યાએથી પાછો બોલાવી લેવો. કેમ કે બનીઇસ્રાઈલ સદીઓથી સતત રીતે નાફરમાની કરી રહ્યા હતાં, વારંવારની ચેતવણીઓ અને સમજાવટો છતાં તેમનું કોમી વર્તન બગડતું જઈ રહ્યું હતું, એક પછી એક કેટલાય નબીઓની હત્યા કરી ચૂકયા હતાં અને એ દરેક ખુદાના બંદાના લોહીના તરસ્યા બની જતા હતાં જે નેકી અને સીધા રસ્તાની તરફ તેમને બોલાવતો હતો, એટલા માટે અલ્લાહતઆલાએ તેમની ઉપર દલીલ પૂરી કરવા માટે અને તેમને એક છેલ્લી તક આપવા માટે હઝરત ઈસા અ.સ. અને હઝરત યહ્યા અ.સ. જેવા બે ખૂબ જ આદરણીય પયગમ્બરોને એકીસાથે મોકલ્યાં જેમની સાથે અલ્લાહતઆલા તરફથી નિમાયેલાં હોવાની એવી સ્પષ્ટ નિશાનીઓ હતી કે તેમનો ઇનકાર માત્ર એ જ લોકો કરી શકતા હતાં જે સત્ય અને સચ્ચાઈ પ્રત્યે અતિશય દુશ્મનાવટ ધરાવતા હોય તથા સત્યની સામે જેમનું દુસ્સાહસ અને નફ્ફટાઈ છેલ્લી કક્ષાએ પહોંચી ગયાં હોય. પરંતુ બનીઇસ્રાઈલે આ છેલ્લી તક પણ ગુમાવી દીધી અને આ બંને પયગમ્બરોના સંદેશને રદ કરી દીધો, એટલું જ નહીં બલ્કે તેમના આગેવાને જાહેરમાં હઝરત યહ્યા અ.સ. જેવા ઉચ્ચ દરજ્જાના માનવીનું માથું એક નૃત્યાંગનાની ફરમાઇશ ઉપર કપાવી નાખ્યું, અને તેમના વિદ્વાનો અને ધાર્મિક આગેવાનોએ કાવતરૂં રચીને હઝરત ઈસા અ.સ.ને રોમન સામ્રાજ્ય પાસે મૃત્યુદંડ અપાવવાનો પ્રયાસ કર્યો. આના પછી બનીઇસ્રાઈલને સમજાવવા માટે વધુ સમય અને શક્તિનો વ્યય કરવો તદ્દન અયોગ્ય હતો એટલા માટે અલ્લાહતઆલાએ તેના પયગમ્બરને પાછો બોલાવી લીધાં અને કયામત સુધી બનીઇસ્રાઈલ ઉપર અપમાનભર્યા જીવનનો ફેંસલો લખી દીધો.

અહીં આ બીજી વાત પણ સમજી લેવી જોઈએ કે કુર્આનનું આ સમગ્ર પ્રવચન હકીકતમાં ખ્રિસ્તીઓની માન્યતા કે, મસીહ ખુદા છે, તેના ખંડન માટે તેમજ તેની સુધારણા માટે છે, અને ખ્રિસ્તીઓમાં આ માન્યતા ઉભી થવા માટેના ત્રણ સૌથી મહત્ત્વના કારણો આ હતાં:

رَافِعُكَ اِلَيَّ وَمُطَهِّرُكَ مِنَ الَّذِيْنَ كَفَرُوْا وَجَاعِلُ
الَّذِيْنَ اتَّبَعُوْكَ فَوْقَ الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ۚ

**તને મારી તરફ ઊઠાવી લઈશ અને જેમણે તારો ઈનકાર કર્યો છે તેમનાથી (અર્થાત્ તેમના સંગાથથી અને તેમના ગંદા વાતાવરણમાં તેમની સાથે રહેવાથી) તને શુદ્ધ કરી દઈશ અને તારું અનુસરણ કરનારાઓને કયામત સુધી એ લોકો ઉપર વર્ચસ્વશાળી આપી રાખીશ જેમણે તારો ઈનકાર કર્યો છે.**[૫૨]

(૧) હઝરત મસીહનો વિશિષ્ટ રીતે જન્મ

(૨) તેમના સ્પષ્ટપણે અનુભવી શકાય એવા ચમત્કારો - મોજીઝાઓ

(૩) તેમનું આકાશ તરફ ઉઠાવી લેવાવું જેનો ઉલ્લેખ સ્પષ્ટ શબ્દોમાં તેમનાં જ પુસ્તકોમાં જોવા મળે છે.

કુર્આને પહેલી વાતનું સમર્થન કર્યું અને કહ્યું કે મસીહ અ.સ.નું બાપ વિના જન્મવું તે માત્ર અલ્લાહની કુદરતની કરામત હતી. અલ્લાહ જેને જેવી રીતે ઈચ્છે છે એવી રીતે પેદા કરે છે. આ અસાધારણ પ્રકારની જન્મની રીત કદાપિએ વાતની દલીલ નથી કે મસીહ અ.સ. ખુદા હતાં, અથવા ખુદાઈમાં થોડો પણ ભાગ ધરાવતા હતાં.

બીજી વાતને પણ કુર્આને સમર્થન આપ્યું અને પોતે મસીહ અ.સ.ના ચમત્કારો એક એક કરીને ગણાવ્યાં, પરંતુ જણાવી દીધું કે આ તમામ કામો તેણે અલ્લાહના હુકમથી કર્યા હતાં, પોતાની પસંદગીથી કંઈ પણ કર્યું ન હતું, એટલા માટે આમાંથી કોઈપણ વાત એવી નથી જેના ઉપરથી તમે એવું તારણ કાઢવામાં થોડા પણ સાચા હોવ કે મસીહ અ.સ.નો ખુદાઈમાં કોઈપણ ભાગ હતો.

હવે ત્રીજી વાત વિષે જો ખ્રિસ્તીઓની રિવાયતો ધરમૂળથી ખોટી હોત તો તો તેમની માન્યતા કે, મસીહ ખુદા છે, તેના ખંડન માટે એ જરૂરી હતું કે સ્પષ્ટ શબ્દોમાં કહી દેવામાં આવત કે જેને તમે ઈલાહ-ખુદા અને ઈબ્નુલ્લાહ એટલે કે અલ્લાહનો પુત્ર બનાવી રહ્યાં છો તે અવસાન પામીને માટીમાં ભળી ગયો છે, વધારે સંતોષ જોઈતો હોય તો ફલાણી જગ્યાએ જઈને તેની કબર જોઈ લો. પરંતુ આમ કરવાને બદલે કુર્આન માત્ર એમના મૃત્યુની સ્પષ્ટતા જ નથી કરતું બલ્કે એવા શબ્દોનો ઉપયોગ કરે છે જે જીવતા ઉઠાવી લેવાનો અર્થ તો ધરાવે જ છે બલ્કે ખ્રિસ્તીઓને ઊલટાનું એ પણ બતાવી દે છે કે મસીહ અ.સ.ને શૂળી ઉપર ચઢાવવામાં આવ્યા જ ન હતાં, એટલે કે એ માણસ કે જેણે છેલ્લા સમયમાં **ايلى ايلى لما شبقتانى** કહ્યું હતું અને તે જેની શૂળી ઉપર લટકતી હાલતનું ચિત્ર તમે લઈને ફરો છો, તે મસીહ ન હતો, મસીહને તો એ પહેલાં જ ખુદાએ ઉઠાવી લીધો હતો.

આના પછી જે લોકો કુર્આનની આયતોમાંથી મસીહ અ.સ.ના મૃત્યુનો અર્થ કાઢવાનો પ્રયાસ કરે છે તેઓ હકીકતમાં એમ સાબિત કરે છે કે અલ્લાહમાં સાફ અને સ્પષ્ટ શબ્દોમાં પોતાનો ઈરાદો વ્યકત કરવાની આવડત નથી. આનાથી અલ્લાહ અમને બચાવે. **اعاذنا الله من ذالك**

(૫૨) ઈનકાર કરનારા લોકોનો મતલબ યહૂદીઓ છે, જેમને હઝરત ઈસા અ.સ.એ ઈમાન લાવવા

ثُمَّ اِلَیَّ مَرۡجِعُکُمۡ فَاَحۡکُمُ بَیۡنَکُمۡ فِیۡمَا کُنۡتُمۡ فِیۡہِ
تَخۡتَلِفُوۡنَ ﴿۵۵﴾ فَاَمَّا الَّذِیۡنَ کَفَرُوۡا فَاُعَذِّبُہُمۡ عَذَابًا
شَدِیۡدًا فِی الدُّنۡیَا وَ الۡاٰخِرَۃِ ۫ وَ مَا لَہُمۡ مِّنۡ نّٰصِرِیۡنَ ﴿۵۶﴾
وَ اَمَّا الَّذِیۡنَ اٰمَنُوۡا وَ عَمِلُوا الصّٰلِحٰتِ فَیُوَفِّیۡہِمۡ اُجُوۡرَہُمۡ ؕ
وَ اللّٰہُ لَا یُحِبُّ الظّٰلِمِیۡنَ ﴿۵۷﴾ ذٰلِکَ نَتۡلُوۡہُ عَلَیۡکَ مِنَ
الۡاٰیٰتِ وَ الذِّکۡرِ الۡحَکِیۡمِ ﴿۵۸﴾ اِنَّ مَثَلَ عِیۡسٰی عِنۡدَ اللّٰہِ
کَمَثَلِ اٰدَمَ ؕ خَلَقَہٗ مِنۡ تُرَابٍ ثُمَّ قَالَ لَہٗ کُنۡ فَیَکُوۡنُ ﴿۵۹﴾

**પછી તમે બધાએ છેવટે મારી પાસે આવવાનું છે, એ વખતે હું એ વાતોનો ફેંસલો કરી દઈશ જેમાં તમારી વચ્ચે મતભેદ થયો છે. જે લોકોએ કુફ્ર અને ઇનકારનો માર્ગ અપનાવ્યો છે તેમને દુનિયા અને આખિરત બંનેમાં સખત સજા આપીશ અને તેઓ કોઈ મદદગાર નહીં પામે, અને જેમણે ઈમાન અને સદાચરણનો માર્ગ અપનાવ્યો છે તેમને તેમના પૂરેપૂરાં વળતર આપી દેવામાં આવશે અને બરાબર જાણી લો કે અત્યાચારીઓ સાથે અલ્લાહ કદાપિ પ્રેમ કરતો નથી.''**

**આ આયતો અને ડહાપણસભર અહેવાલો છે જે અમે તમને સંભળાવી રહ્યાં છીએ. અલ્લાહને ત્યાં ઈસાનું ઉદાહરણ આદમ જેવું છે કે અલ્લાહે તેને માટીમાંથી પેદા કર્યો અને હુકમ કર્યો કે થઈ જા અને તે થઈ ગયો.**[૫૩]

માટે આમંત્રણ આપ્યું અને જેને તેમણે ઠુકરાવી દીધું. આનાથી વિરૂદ્ધ અનુસરણ કરનારા લોકોનો અર્થ જો સાચું અનુકરણ કરનારાં હોય તો તે માત્ર મુસલમાનો છે, અને જો આનો મતલબ ટૂંકમાં ઈસા અ.સ.ના અનુયાયીઓ હોય તો તેમાં ખ્રિસ્તીઓ અને મુસલમાન બંને સામેલ છે.

(૫૩) એટલે કે માત્ર વિશિષ્ટ રીતે જન્મ જ કોઈને ખુદા અથવા ખુદાનો પુત્ર બનાવવા માટે પૂરતી દલીલ હોય તો પછી તમારે આદમ અ.સ. વિષે આના કરતાં મોટી માન્યતા સૂચવવી જોઈતી હતી કેમ કે મસીહ અ.સ. તો માત્ર બાપ વિના પેદા થયા હતાં પરંતુ આદમ અ.સ.તો મા અને બાપ બંને વિના પેદા થયાં.

اَلْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُنْ مِّنَ الْمُمْتَرِيْنَ ﴿٦٠﴾ فَمَنْ حَآجَّكَ
فِيْهِ مِنْۢ بَعْدِ مَا جَآءَكَ مِنَ الْعِلْمِ فَقُلْ تَعَالَوْا نَدْعُ
اَبْنَآءَنَا وَ اَبْنَآءَكُمْ وَ نِسَآءَنَا وَ نِسَآءَكُمْ وَ اَنْفُسَنَا وَ
اَنْفُسَكُمْ ۟ قف ثُمَّ نَبْتَهِلْ فَنَجْعَلْ لَّعْنَتَ اللّٰهِ عَلَى الْكٰذِبِيْنَ ﴿٦١﴾

**આ સાચી હકીકત છે જે તમારા માલિક તરફથી જણાવવામાં આવી રહી છે અને તમે એ લોકોમાં સામેલ ન થાઓ જે આમાં શંકા કરે છે.[૫૪]**

**આ જ્ઞાન આવી ગયા પછી હવે જો કોઈ આ બાબતમાં તમારી સાથે ઝઘડો કરે તો હે નબી, તેને કહો કે ''આવો અમે અને તમે પોતે પણ આવી જઈએ અને પોતપોતાના બાળ-બચ્ચાંને પણ લઈ આવીએ અને અલ્લાહને દુઆ કરીએ કે જે જુઠ્ઠો હોય તેની ઉપર અલ્લાહની લાનત પડે.'[૫૫]**

(૫૪) અહીં સુધીના પ્રવચનમાં જે બુનિયાદી મુદ્દાઓ ખ્રિસ્તીઓ સામે રજૂ કરવામાં આવ્યાં છે તેનો ટૂંકસાર અનુક્રમે નીચે પ્રમાણે છે :

પહેલી વાત જે તેમને સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે તે આ છે કે મસીહ અ.સ.ની ખુદાઈની માન્યતા તમારી અંદર જે કારણોસર પેદા થઈ છે તેમાંથી કોઈ કારણ પણ આવી માન્યતા માટે સાચું નથી. એક માણસ હતો જેને અલ્લાહે તેની યોજના હેઠળ એમ ઉચિત માન્યું કે તેને અસાધારણ રીતે પેદા કરે, અને તેને એવાં ચમત્કારો એનાયત કરે જે નબૂવ્વતની સ્પષ્ટ નિશાની હોય, અને ઈનકાર કરનારાઓને તેને શૂળીએ ચઢાવવા ન દે બલ્કે તેને ઉઠાવીને પોતાની પાસે લઈ લે. માલિકને અધિકાર છે કે પોતાના જે બંદાનો જેવી રીતે ઇચ્છે ઉપયોગ કરે. માત્ર આ અસાધારણ વર્તનને જોઈને એવું તારણ કાઢવું કઈ રીતે સાચું હોઈ શકે કે તે પોતે માલિક હતો અથવા માલિકનો પુત્ર હતો અથવા મિલ્કતમાં તેનો ભાગીદાર હતો.

બીજી મહત્ત્વની વસ્તુ જે તેમને સમજાવવામાં આવી છે તે આ છે કે, મસીહ અ.સ. જે વસ્તુ તરફ બોલાવવા માટે આવ્યા હતાં તે એ જ વસ્તુ છે જેની તરફ મુહમ્મદ સ.અ.વ. બોલાવી રહ્યાં છે. બંનેના મિશનમાં રજમાત્ર પણ તફાવત નથી.

ત્રીજી બુનિયાદી વાત આ પ્રવચનની આ છે કે, મસીહ અ.સ. પછી તેમના હવારીઓનો ધર્મ પણ ઈસ્લામ જ હતો, જે કુર્આન પ્રસ્તુત કરી રહ્યો છે. પછીનો ખ્રિસ્તી ધર્મ એ શિક્ષણ ઉપર કાયમ ન રહ્યો જે મસીહ અ.સ. એ આપ્યું હતું, ન તો એ ધર્મનું અનુસરણ કરનારો રહ્યો જેનું અનુસરણ મસીહના હવારી કરતા હતાં.

(૫૫) ફેંસલાનું આ રૂપ રજૂ કરવાનો આશય હકીકતમાં એ સાબિત કરવાનો હતો કે નજરાનનું પ્રતિનિધિમંડળ જાણીજોઈને હઠાગ્રહ કરી રહ્યું છે. ઉપરના પ્રવચનમાં જે વાતો વર્ણવવામાં આવી છે તેમાંથી

إِنَّ هَٰذَا لَهُوَ الْقَصَصُ الْحَقُّ ۚ وَمَا مِنْ إِلَٰهٍ إِلَّا اللَّهُ ۚ وَإِنَّ
اللَّهَ لَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿٦٢﴾ فَإِن تَوَلَّوْا فَإِنَّ اللَّهَ عَلِيمٌ
بِالْمُفْسِدِينَ ﴿٦٣﴾ قُلْ يَا أَهْلَ الْكِتَابِ تَعَالَوْا إِلَىٰ كَلِمَةٍ سَوَاءٍ



**આ તદ્દન સાચી ઘટનાઓ છે, અને હકીકત આ છે કે અલ્લાહ સિવાય કોઈ માલિક નથી, અને તે અલ્લાહની જ હસ્તી છે જેની શકિત સર્વોપરી અને જેનું ડહાપણ જગતના તંત્રમાં કાર્યરત છે. પછી જો આ લોકો (આ શરતે મુકાબલામાં આવવાથી) મોઢું ફેરવે તો (તેમનું ઝઘડાખોર હોવું સ્પષ્ટપણે ખુલ્લું પડી જશે) અને અલ્લાહ તો ઝઘડાખોરોની હાલતથી વાકેફ જ છે. (રુકુઅ-૬)**

**કહો,[૫૬] હે ગ્રંથવાળાઓ ! આવો એક એવી વાત તરફ જે અમારી અને તમારી વચ્ચે**

કોઈનો જવાબ પણ તેમની પાસે ન હતો. ખ્રિસ્તી ધર્મની જુદી જુદી માન્યતાઓમાંથી કોઈના પણ પક્ષમાં તેઓ તેમના પવિત્રગ્રંથોમાં એવું કોઈ પ્રમાણ જોતા ન હતાં જેના આધારે સંપૂર્ણ વિશ્વાસ સાથે એવો દાવો કરી શકાત કે તેમની માન્યતા હકીકતમાં બનેલી ઘટના પ્રમાણે છે અને હકીકત તેની વિરૂદ્ધ નથી. બીજું, નબી સ.અ.વ.નું ચારિત્ર્ય, આપનું શિક્ષણ અને આપના કામોને જોઈને પ્રતિનિધિમંડળના મોટાભાગના સભ્યો દિલથી આપની નબૂવ્વતને માની ગયા હતાં અથવા ઓછામાં ઓછું તેમના ઇનકારમાં ડગુમગુ થઈ ગયા હતાં. એટલા માટે જયારે તેમને કહેવામાં આવ્યું કે, સારૂં, જો તમને તમારી માન્યતાની સચ્ચાઈનો પૂરેપૂરો વિશ્વાસ હોય તો આવો અમારી સાથે દુઆ કરો કે જે જુઠ્ઠો હોય તેની ઉપર ખુદાની લાનત પડે, તો તેમનામાંથી કોઈપણ આ વાતનો સામનો કરવા માટે તૈયાર ન થયો. આમ, આ વાત સમસ્ત આરબજગતની સામે ખુલી ગઈ કે નજરાનથી આવેલા ખ્રિસ્તી આગેવાનો અને પાદરીઓ, કે જેમની પવિત્રતાનો સિક્કો દૂરદૂર સુધી ચાલે છે, તેઓ હકીકતમાં એવી માન્યતાઓને અનુસરી રહ્યાં છે જેમની સચ્ચાઈ માટે તેમને પોતાને પૂરતો વિશ્વાસ નથી.

(૫૬) અહીંથી એક ત્રીજું પ્રવચન શરૂ થાય છે જેના વિષય ઉપર વિચારતાં એમ લાગે છે કે બદ્રની લડાઈ અને ઉહુદની લડાઈ વચ્ચેના સમયનું આ પ્રવચન છે. પરંતુ આ ત્રણેય પ્રવચનો વચ્ચે હેતુઓની એવી નિકટતા જોવા મળે છે કે સૂરઃ ના આરંભથી લઈને અહીં સુધી વાતનું સાતત્ય જળવાઈ રહે છે. એટલા જ માટે કેટલાક તફસીરકર્તાઓને એવી શંકા થઈ છે કે આ પાછળની આયતો પણ નજરાનના પ્રતિનિધિમંડળ સામેના પ્રવચનના અનુસંધાનમાં જ છે. પરંતુ અહીથી જે પ્રવચન થઈ રહ્યું છે તે દર્શાવે છે કે આ યહૂદીઓને સંબોધીને કરવામાં આવી રહ્યું છે.

بَيْنَنَا وَ بَيْنَكُمْ اَلَّا نَعْبُدَ اِلَّا اللّٰهَ وَ لَا نُشْرِكَ بِهٖ شَيْـًٔا
وَّ لَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ ؕ فَاِنْ تَوَلَّوْا
فَقُوْلُوا اشْهَدُوْا بِاَنَّا مُسْلِمُوْنَ ﴿۶۴﴾ يٰۤاَهْلَ الْكِتٰبِ لِمَ تُحَآجُّوْنَ
فِيْۤ اِبْرٰهِيْمَ وَمَاۤ اُنْزِلَتِ التَّوْرٰىةُ وَالْاِنْجِيْلُ اِلَّا مِنْۢ بَعْدِهٖ ؕ
اَفَلَا تَعْقِلُوْنَ ﴿۶۵﴾ هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ حَاجَجْتُمْ فِيْمَا لَكُمْ بِهٖ عِلْمٌ
فَلِمَ تُحَآجُّوْنَ فِيْمَا لَيْسَ لَكُمْ بِهٖ عِلْمٌ ؕ وَاللّٰهُ يَعْلَمُ

**સમાન છે.[૫૭] આ કે આપણે અલ્લાહના સિવાય કોઈની બંદગી ન કરીએ, તેની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવીએ, અને આપણાંમાંથી કોઈ અલ્લાહ સિવાય કોઈ બીજાને તેનો માલિક ન બનાવી લે.'' — આ સંદેશનો સ્વીકાર કરવાથી જો તેઓ મોઢું ફેરવે તો સ્પષ્ટ કહી દો કે 'સાક્ષી રહો, અમે તો મુસ્લિમ(માત્ર અલ્લાહની બંદગી અને આજ્ઞાપાલન કરનારા) છીએ.''**

**હે ગ્રંથવાળા ! તમે ઈબ્રાહીમના (દીન) વિષે શા માટે ઝઘડો કરો છો ? તૌરાત અને ઈંજીલ તો ઈબ્રાહીમ પછી જ ઊતર્યાં છે. પછી શું તમે આટલી વાત પણ નથી સમજતાં[૫૮] — તમે લોકો જે બાબતોનું જ્ઞાન ધરાવો છો તેમાં તો ઘણી ચર્ચાઓ કરી ચૂકયાં, હવે એ મામલાઓમાં શા માટે ચર્ચાઓ કરવા નીકળ્યાં છો જેમનું કોઈ જ્ઞાન તમારી પાસે નથી. અલ્લાહ જાણે છે,**

(૫૭) એટલે કે એવી માન્યતા ઉપર અમારી સાથે સંમત થઈ જાઓ કે જેની ઉપર અમે ઈમાન લાવ્યાં છીએ, અને જેના સાચા હોવાનો ઈનકાર તમે પણ કરી શકતાં નથી. તમારા પોતાના નબીઓ પાસેથી પણ આ જ માન્યતા નોંધાયેલી છે. તમારા પોતાના પવિત્ર ગ્રંથોમાં આનું શિક્ષણ મોજૂદ છે.

(૫૮) એટલે કે તમારૂં આ યહૂદીપણું અને ખ્રિસ્તીપણું આમ તો તૌરાત અને ઈંજીલના ઉતરાણ પછીની ઉત્પત્તિ છે અને ઈબ્રાહીમ અ.સ. આ બન્નેના ઉતરાણ પહેલાં થઈ ગયા હતાં. હવે એક સામાન્ય બુદ્ધિશાળી માણસ પણ આ વાત સહેલાઈથી સમજી શકે છે કે ઈબ્રાહીમ અ.સ. જે ધર્મ પાળતા હતાં તે હકીકતમાં યહૂદીધર્મ કે ખ્રિસ્તીધર્મ તો ન હતો. હવે જો હઝરત ઈબ્રાહીમ અ.સ. સીધા માર્ગ ઉપર હતાં અને મોક્ષ પામેલા હતાં તો એ માનવું જ પડે કે કોઈપણ માણસનું સીધા રસ્તે હોવું અને મોક્ષ પામવું યહૂદીધર્મ અને ખ્રિસ્તીધર્મના અનુસરણ ઉપર આધારિત નથી. (જૂઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૧૩૫ અને ૧૪૧)

وَ اَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٦٦﴾ مَا كَانَ اِبْرٰهِيْمُ يَهُوْدِيًّا وَّ لَا نَصْرَانِيًّا
وَّ لٰكِنْ كَانَ حَنِيْفًا مُّسْلِمًا ؕ وَ مَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿٦٧﴾
اِنَّ اَوْلَى النَّاسِ بِاِبْرٰهِيْمَ لَلَّذِيْنَ اتَّبَعُوْهُ وَ هٰذَا النَّبِيُّ وَ
الَّذِيْنَ اٰمَنُوْا ؕ وَ اللّٰهُ وَلِيُّ الْمُؤْمِنِيْنَ ﴿٦٨﴾ وَدَّتْ طَّآئِفَةٌ مِّنْ
اَهْلِ الْكِتٰبِ لَوْ يُضِلُّوْنَكُمْ ؕ وَ مَا يُضِلُّوْنَ اِلَّاۤ اَنْفُسَهُمْ وَ مَا يَشْعُرُوْنَ ﴿٦٩﴾
يٰۤاَهْلَ الْكِتٰبِ لِمَ تَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَ اَنْتُمْ تَشْهَدُوْنَ ﴿٧٠﴾

---

**તમે નથી જાણતાં. ઇબ્રાહીમ ન તો યહૂદી હતો ન ખ્રિસ્તી, પરંતુ તે તો એક એકાગ્ર મુસ્લિમ[૫૯] હતો અને તે કદાપિ મુશ્રિકોમાંથી ન હતો.'' ઇબ્રાહીમ સાથે સંબંધ ધરાવવાનો સૌથી વધુ અધિકાર જો કોઈને પહોંચતો હોય તો એ લોકોને પહોંચે છે જેમણે તેનું અનુસરણ કર્યું અને હવે આ નબી અને તેના અનુયાયીઓ આ સંબંધના વધુ અધિકાર ધરાવે છે. અલ્લાહ માત્ર તેમનો જ હિમાયતી અને મદદગાર છે જે ઈમાન ધરાવતાં હોય.**

**(હે ઈમાન લાવનારાઓ), ગ્રંથવાળાઓમાંથી એક જૂથ ઇચ્છે છે કે કોઈ રીતે તમને સીધા માર્ગેથી હટાવી દે, જો કે હકીકતમાં તેઓ તેમના સિવાય કોઈને ગુમરાહીમાં નાખી રહ્યાં નથી પરંતુ તેમને આનું ભાન નથી. હે ગ્રંથવાળા ! શા માટે અલ્લાહની નિશાનીઓનો ઇનકાર કરો છો જો કે તમે પોતે તેમને જોઈ રહ્યાં છો ?[૬૦]**

---

(૫૯) આયતમાં **حَنِيف** શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ એવો માણસ છે જે દરેક દિશાથી મુખ ફેરવીને એક ખાસ રસ્તા ઉપર ચાલે. આ જ શબ્દને અમે ''એકાગ્ર મુસ્લિમ'' શબ્દો વડે વ્યકત કર્યો છે.

(૬૦) આ કથનનો બીજો અનુવાદ આમ પણ થઈ શકે કે તમે પોતે સાક્ષી આપો છો. બંને સ્થિતિમાં અર્થમાં કોઈ ફરક પડતો નથી. હકીકતમાં નબી સ.અ.વ.નું પવિત્ર જીવન અને સહાબીઓના જીવન ઉપર આપના શિક્ષણ અને તાલીમની આશ્ચર્યજનક અસરો, અને એ ઉચ્ચ દરજ્જાના વિષયો કે જે કુર્આનમાં વર્ણવવામાં આવી રહ્યા હતાં, આ બધી વસ્તુઓ અલ્લાહતઆલાની એવી સ્પષ્ટ નિશાનીઓ હતી કે જે માણસ નબીઓની પરિસ્થિતિઓ અને આકાશીગ્રંથોની શૈલીથી વાકેફ હોય, તેના માટે આ નિશાનીઓ જોઈને મુહમ્મદ સ.અ.વ.ની નબૂવ્વતમાં શંકા કરવાનું ઘણું જ મુશ્કેલ હતું. એટલા માટે આ હકીકત છે કે ઘણાં એહલેકિતાબ એટલે કે ગ્રંથવાળા (ખાસ કરીને તેમના વિદ્વાનો) એ જાણી ગયેલા હતાં કે મુહમ્મદ સ.અ.વ. એ જ નબી છે

يٰۤاَهۡلَ الۡكِتٰبِ لِمَ تَلۡبِسُوۡنَ الۡحَقَّ بِالۡبَاطِلِ وَ تَكۡتُمُوۡنَ الۡحَقَّ
وَ اَنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۷۱﴾ وَ قَالَتۡ طَّآئِفَةٌ مِّنۡ اَهۡلِ الۡكِتٰبِ
اٰمِنُوۡا بِالَّذِىۡۤ اُنۡزِلَ عَلَى الَّذِيۡنَ اٰمَنُوۡا وَجۡهَ النَّهَارِ وَ
اكۡفُرُوۡۤا اٰخِرَهٗ لَعَلَّهُمۡ يَرۡجِعُوۡنَ ﴿۷۲﴾ وَلَا تُؤۡمِنُوۡۤا اِلَّا لِمَنۡ
تَبِعَ دِيۡنَكُمۡ ؕ قُلۡ اِنَّ الۡهُدٰى هُدَى اللّٰهِ ۙ اَنۡ يُّؤۡتٰٓى اَحَدٌ
مِّثۡلَ مَاۤ اُوۡتِيۡتُمۡ اَوۡ يُحَآجُّوۡكُمۡ عِنۡدَ رَبِّكُمۡ ؕ قُلۡ اِنَّ




**હે ગ્રંથવાળા, શા માટે સત્ય ઉપર અસત્યનો ઢોળ ચઢાવીને શંકાસ્પદ બનાવો છો ? શા માટે જાણીબૂઝીને સત્યને છુપાવો છો ? (રુકુઅ-૭)**

**ગ્રંથવાળાઓમાંથી એક જૂથ કહે છે કે આ નબીના અનુયાયીઓ ઉપર જે કંઈ ઊતર્યું છે તેની ઉપર સવારે ઈમાન લાવો અને સાંજે ઇનકાર કરી દો, કદાચ આ યુકિતથી આ લોકો તેમના ઈમાનથી ફરી જાય.[૬૧] આ ઉપરાંત આ લોકો એકબીજાને કહે છે કે તમારા સહધર્મીઓ સિવાય કોઈની વાત ન માનો. હે નબી ! આ લોકોને કહી દો કે ''ખરેખર માર્ગદર્શન તો અલ્લાહનું જ માર્ગદર્શન છે અને આ તેની જ દેણગી છે કે કોઈને એ જ આપી દેવામાં આવે જે કયારેક તમને આપવામાં આવ્યું હતું, અથવા આ કે બીજાઓને તમારા માલિક સમક્ષ પ્રસ્તુત કરવા માટે તમારી વિરુદ્ધ મજબૂત દલીલ મળી જાય.'' હે નબી ! આમને કહો,**

જેમના આગમનનો વાયદો અગાઉના નબીઓએ કર્યો હતો. એટલે સુધી કે કોઈક કોઈક વખત તો સત્યની તાકાતથી મજબૂર થઈને એમની જીભો આપની સચ્ચાઈ, તથા આપે રજૂ કરેલા શિક્ષણની સત્યતાનો એકરાર પણ કરી બેસતી હતી. આ જ કારણસર કુર્આન વારંવાર આ આરોપ મૂકે છે કે અલ્લાહની જે નિશાનીઓને તમે સગી આંખે જોઈ રહ્યાં છો, જેની સચ્ચાઈ માટે તમે પોતે સાક્ષી આપો છો, તેમને તમે ઈરાદાપૂર્વક મનની ફિત્નાખોરીના કારણે ખોટી ઠેરવી રહ્યાં છો.

(૬૧) આ એ ચાલોમાંથી એક ચાલ હતી જે મદીનાની આસપાસ રહેનારા યહૂદીઓના આગેવાનો અને ધાર્મિક નેતાઓ ઈસ્લામના સંદેશને નબળું પાડવા માટે ચાલતા રહ્યા હતાં. તેમણે મુસલમાનોને નાહિંમત કરવા માટે, અને નબી સ.અ.વ. પ્રત્યે લોકોને ગેરસમજમાં નાખવા માટે, ગુપ્ત રીતે માણસોને તૈયાર કરીને મોકલવાનું શરૂ કરી દીધું જેથી પહેલાં જાહેરમાં તેઓ ઈસ્લામ કબૂલ કરે, પછી મુર્તદ (ઈસ્લામનો ત્યાગ કરનાર)

الْفَضْلَ بِيَدِ اللّٰهِ ۚ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۟ۙ ﴿٧٣﴾
يَّخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿٧٤﴾ وَ
مِنْ اَهْلِ الْكِتٰبِ مَنْ اِنْ تَاْمَنْهُ بِقِنْطَارٍ يُّؤَدِّهٖۤ اِلَيْكَ ۚ وَ
مِنْهُمْ مَّنْ اِنْ تَاْمَنْهُ بِدِيْنَارٍ لَّا يُؤَدِّهٖۤ اِلَيْكَ اِلَّا مَا
دُمْتَ عَلَيْهِ قَآئِمًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لَيْسَ عَلَيْنَا فِي

**'કૃપા અને બહુમાન અલ્લાહના અધિકારમાં છે, જેને ઇચ્છે આપે. તે વિશાળ દ્રષ્ટિવાળો છે[૬૨] અને બધું જ જાણે છે,[૬૩] તેની કૃપા માટે જેને ઇચ્છે છે ખાસ બનાવી લે છે અને તેની કૃપા ઘણી મોટી છે.''**

**ગ્રંથવાળાઓમાં કોઈ તો એવો છે કે જો તમે તેના ભરોસે દોલતનો એક ઢગ પણ આપી દો તો એ તમારું ધન તમને પાછું ચૂકવી દેશે, અને કોઈની હાલત એવી છે કે જો તમે એક દીનારના મામલામાં પણ તેની ઉપર ભરોસો કરો તો તે પાછો આપશે નહીં સિવાય કે તેની માથે સવાર થઈ જાઓ. તેમની આ નૈતિક દશાનું કારણ આ છે કે તેઓ કહે છે 'ઉમ્મીઓ (બિનયહૂદી લોકો)ના મામલામાં**

---

બની જાય. પછી ઠેરઠેર લોકોમાં એવું કહેતાં ફરે કે અમે ઇસ્લામમાં અને મુસલમાનોમાં તેમજ તેમના પયગમ્બરોમાં આટ-આટલી ખરાબીઓ જોઈ છે, એટલે જ તો અમે એમનાથી જુદા પડી ગયાં.

(૬૨) આયતમાં '**واسِع**' શબ્દનો ઉપયોગ થયો છે જે સામાન્ય રીતે કુર્આનમાં ત્રણ પ્રસંગે આવતો હોય છે. એક એ પ્રસંગે જયાં લોકોના કોઈ જૂથની સંકુચિતતા અને સંકુચિત માનસનો ઉલ્લેખ થાય છે અને તેને આ બાબતમાં ચેતવવાની જરૂરિયાત ઉભી થાય છે કે અલ્લાહ તમારી જેમ સંકુચિત દ્રષ્ટિનો નથી. બીજો એ પ્રસંગ કે જયાં કોઈની કંજૂસાઈ, સંકુચિતતા અને હતાશા બદલ ઠપકો આપતાં એમ જણાવવાનું હોય કે અલ્લાહ ખૂબ જ ઉદાર છે, તમારી જેમ કંજૂસ નથી. ત્રીજો એ પ્રસંગ કે જયાં લોકો તેમની કલ્પનાની સંકુચિતતાને કારણે અલ્લાહની સાથે કોઈ પણ પ્રકારની મર્યાદાઓ સાંકળે છે, અને તેમને એમ જણાવવાનું હોય છે કે, અલ્લાહ અમર્યાદ છે. (જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૧૧૬)

(૬૩) એટલે કે અલ્લાહને ખબર છે કે કોણ કૃપા અને બહુમાનનો હક્કદાર છે.

الْاُمِّيّٖنَ سَبِيْلٌ ۚ وَ يَقُوْلُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَ هُمْ
يَعْلَمُوْنَ ۝٧٥ بَلٰى مَنْ اَوْفٰى بِعَهْدِهٖ وَ اتَّقٰى فَاِنَّ اللّٰهَ
يُحِبُّ الْمُتَّقِيْنَ ۝٧٦ اِنَّ الَّذِيْنَ يَشْتَرُوْنَ بِعَهْدِ اللّٰهِ وَ
اَيْمَانِهِمْ ثَمَنًا قَلِيْلًا اُولٰٓئِكَ لَا خَلَاقَ لَهُمْ فِى الْاٰخِرَةِ وَ
لَا يُكَلِّمُهُمُ اللّٰهُ وَ لَا يَنْظُرُ اِلَيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ وَ لَا يُزَكِّيْهِمْ ۪

**અમારી પાસે કોઈ જવાબ માગવામાં નહીં[૬૪] આવે'' અને આ વાત તેઓ માત્ર જૂઠ ઘડી ને અલ્લાહના નામે ચઢાવે છે, જો કે તેઓ જાણે છે (કે અલ્લાહે આવી કોઈ વાત કહી નથી). છેવટે શા માટે તેમનો જવાબ નહીં માગવામાં આવે ? જે કોઈ તેના વાયદાનું પાલન કરશે અને બૂરાઈથી બચીને રહેશે તે અલ્લાહનો પ્રિય બનશે, કેમકે સંયમી લોકો અલ્લાહને પસંદ છે. રહ્યાં એ લોકો કે જે અલ્લાહ સાથેના વાયદા અને તેમની સોગંદોને થોડી કિંમતમાં વેચી નાખે છે, તો તેમના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી, અલ્લાહ કયામતના દિવસે ન તો તેમની સાથે વાત કરશે, ન તો તેમની તરફ જોશે અને ન તો તેમને શુદ્ધ કરશે[૬૫],**

(૬૪) આ માત્ર આમ યહૂદી લોકોનો જ અજ્ઞાનપૂર્ણ ખ્યાલ ન હતો બલ્કે તેમને ત્યાં ધાર્મિક શિક્ષણ પણ આવું જ કંઈક હતું, અને એમનાં મોટા મોટા ધાર્મિક આગેવાનોના કાનૂની હુકમો આવા જ હતાં. બાઇબલ કરજ અને વ્યાજના હુકમોમાં ઇસ્રાઈલી અને બિનઇસ્રાઈલી વચ્ચે સ્પષ્ટ ભેદ કરે છે (પુનર્નિયમ ૧૫:૩, ૨૩:૨૦) તલમૂદમાં કહેવામાં આવ્યું છે કે જો ઇસ્રાઈલીનું બળદ કોઈ બિનઇસ્રાઈલીના બળદને ઈજા પહોચાંડે તો તે બદલ કોઈ દંડ નથી, પરંતુ બિનઇસ્રાઈલીનું બળદ જો ઇસ્રાઈલીના બળદને જખ્મી કરે તો તેની ઉપર દંડ છે. જો કોઈ માણસને કોઈ જગ્યાએ કોઈ વસ્તુ પડેલી મળી જાય તો તેણે જોવું જોઈએ કે આસપાસની વસ્તી કયા લોકોની છે. જો વસ્તી ઇસ્રાઈલી લોકોની હોય તો તેણે જાહેરાત કરવી જોઈએ. બિનઇસ્રાઈલીની હોય તો તેણે જાહેરાત કર્યા વિના એ વસ્તુ રાખી લેવી જોઈએ. રબ્બી ઈશ્માઈલ કહે છે કે જો ઉમ્મી અને ઇસ્રાઈલીનો મુકદમો ન્યાયાધીશની પાસે આવે તો ન્યાયાધીશ જો ઇસ્રાઈલી કાનૂન પ્રમાણે પોતાના ધર્મબંધુને જીતાડી શકતો હોય તો તે પ્રમાણે જીતાડે અને કહે કે આ અમારો કાનૂન છે અને જો ઉમ્મી લોકોના કાનૂન હેઠળ જીતાડી શકતો હોય તો તેની હેઠળ જીતાડે અને કહે કે આ તમારો કાનૂન છે. અને જો બંને કાનૂન સાથ આપતાં ન હોય તો પછી કોઈપણ બહાના હેઠળ તે ઇસ્રાઈલીને જીતાડી શકતો હોય તો જીતાડે. રબ્બી શમૂઈલ કહે છે કે બિનઇસ્રાઈલીની દરેક ભૂલનો ફાયદો ઉઠાવવો જોઈએ. (તાલ્મૂદિક મિસલિનિ, પોલ

وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۷۷﴾ وَ اِنَّ مِنْهُمْ لَفَرِيْقًا يَّلْوٗنَ اَلْسِنَتَهُمْ
بِالْكِتٰبِ لِتَحْسَبُوْهُ مِنَ الْكِتٰبِ وَ مَا هُوَ مِنَ الْكِتٰبِ ۚ وَ
يَقُوْلُوْنَ هُوَ مِنْ عِنْدِ اللّٰهِ وَ مَا هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَ
يَقُوْلُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَ هُمْ يَعْلَمُوْنَ ﴿۷۸﴾ مَا كَانَ لِبَشَرٍ
اَنْ يُّؤْتِيَهُ اللّٰهُ الْكِتٰبَ وَ الْحُكْمَ وَ النُّبُوَّةَ ثُمَّ يَقُوْلَ
لِلنَّاسِ كُوْنُوْا عِبَادًا لِّيْ مِنْ دُوْنِ اللّٰهِ وَ لٰكِنْ كُوْنُوْا

**બલ્કે તેમના માટે તો સખત પીડાજનક સજા છે.**

**તેમની અંદર કેટલાક લોકો એવાં છે જે ગ્રંથ વાંચતી વખતે એવી રીતે જીભને ઊલટસૂલટ કરે છે કે તમે માનો કે જે કંઈ તેઓ વાંચી રહ્યાં છે તે ગ્રંથનું જ લખાણ છે, જો કે એ ગ્રંથનું લખાણ હોતું નથી,[૬૬] તેઓ કહે છે કે આ જે કંઈ અમે વાંચી રહ્યાં છીએ તે અલ્લાહના તરફથી છે, જો કે તે અલ્લાહના તરફથી નથી હોતું, તેઓ જાણીજોઈને જૂઠી વાત અલ્લાહના નામે ચઢાવે છે.**

**કોઈ માણસનું આ કામ નથી કે અલ્લાહ તો તેને ગ્રંથ અને હુકમ અને નબૂવ્વત બક્ષે અને તે લોકોને કહે કે અલ્લાહના બદલે તમે મારા બંદા બની જાઓ. તે તો આમ જ કહેશે કે સાચા**

આઈઝેક હર્શો, લંડન ઈ.સ. ૧૮૮૦, પાન. ૩૭, ૨૧૦ અને ૨૨૧)

(૬૫) આનું કારણ આ છે કે આ લોકો આવા આવા ગંભીર નૈતિક અપરાધો કર્યા પછી પણ પોતાની રીતે એમ માનતા હતાં કે કયામતના દિવસે માત્ર તેઓ જ અલ્લાહના નિકટના બંદાઓ હશે, એમની જ તરફ કૃપાદ્રષ્ટિ હશે, અને જે થોડોઘણી ગુનાઓની ગંદકી દુનિયામાં એમને લાગી ગઈ હોય તે પણ મહાન માણસોના સદકામાં તેમની ઉપરથી ધોઈ નાખવામાં આવશે. જો કે વાસ્તવમાં ત્યાં તેમની સાથે આનાથી તદ્દન ઊલટો મામલો થશે.

(૬૬) આનો અર્થ જો કે આમ પણ થઈ શકે છે કે તેઓ અલ્લાહની કિતાબના અર્થઘટનમાં હેરફેર કરે છે, અથવા શબ્દોને આઘાપાછા કરીને કંઈનો કંઈ અર્થ કરે છે, પરંતુ આનો ખરો અર્થ આ છે કે તેઓ ગ્રંથને વાંચતી વખતે અમુક ખાસ શબ્દ અથવા કથનોને કે જે તેમના હિત અથવા તેમણે પોતે ઘડેલી માન્યતાઓ અને વિચારોની વિરૂદ્ધ જતાં હોય, જીભને ફેરવીને કંઈનું કંઈ બનાવી દે છે. આના દાખલા કુર્આનને માનનારા અહલેકિતાબમાં પણ જોવા મળે છે. દા.ત. અમુક લોકો જે નબીના મનુષ્ય હોવામાં માનતાં નથી તેઓ આયત

رَبّٰنِيّٖنَ بِمَا كُنْتُمْ تُعَلِّمُوْنَ الْكِتٰبَ وَ بِمَا كُنْتُمْ
تَدْرُسُوْنَ ﴿۷۹﴾ وَ لَا يَاْمُرَكُمْ اَنْ تَتَّخِذُوا الْمَلٰٓئِكَةَ
وَ النَّبِيّٖنَ اَرْبَابًا ؕ اَيَاْمُرُكُمْ بِالْكُفْرِ بَعْدَ اِذْ اَنْتُمْ
مُّسْلِمُوْنَ ﴿۸۰﴾ ع وَ اِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ لَمَاۤ اٰتَيْتُكُمْ
مِّنْ كِتٰبٍ وَّ حِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا

રુકૂઅ ૮

**રબ્બાની[૬૭] બનો જેમ કે આ ગ્રંથની તાલીમનો તકાદો છે જેને તમે વાંચો અને વંચાવો છો. તે તમને કદાપિ એમ નહીં કહે કે ફરિશ્તાઓને અથવા પયગમ્બરોને તમારા માલિક બનાવી લો. શું આ શકય છે કે એક નબી તમને કુફ્રનો આદેશ આપે જ્યારે તમે મુસ્લિમ હોવ?[૬૮] (રુકૂઅ-૮)**

**યાદ કરો, અલ્લાહે પયગમ્બરો પાસેથી વાયદો લીધો હતો કે, 'આજે મેં તમને ગ્રંથ અને ડહાપણ અને બુદ્ધિમત્તાથી નવાજ્યાં છે, કાલે જો કોઈ બીજો પયગમ્બર તમારી પાસે એ જ ઉપદેશનું સમર્થન કરતો આવે જે**

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ માં اِنَّمَا ને اِنَّ مَا વાંચે છે અને આનો અનુવાદ આવી રીતે કરે છે કે ''હે નબી કહી દો કે નિઃશંક નથી હું માનવી તમારા જેવો.''

(૬૭) યહૂદીઓને ત્યાં જે વિદ્વાનો ધાર્મિક પદો ધરાવતા હતાં, અને જેમનું કામ ધાર્મિક બાબતોમાં લોકોને માર્ગદર્શન આપવાનું અને ઈબાદતોની વ્યવસ્થા કરવાનું તથા દીનના હુકમોને જારી કરવાનું હતું, તેમના માટે رَبَّانِی રબ્બાની શબ્દનો ઉપયોગ કરવામાં આવતો હતો જેમ કે ખુદ કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે لَوْلَا يَنْهٰهُمُ الرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ عَنْ قَوْلِهِمُ الْاِثْمَ وَاَكْلِهِمُ السُّحْتَ (તેમના રબ્બાની અને તેમના વિદ્વાનો તેમને ગુન્હાની વાતો કરવાથી અને હરામનો માલ ખાવાથી કેમ રોકતા ન હતાં) આવી જ રીતે ખ્રિસ્તીઓને ત્યાં (Divine) પણ ''રબ્બાની''નો જ સમાનાર્થી છે.

(૬૮) આ એ બધી જ ખોટી વાતોનું એક સર્વગ્રાહી ખંડન છે જે દુનિયાની અલગ અલગ કોમોએ ખુદાના તરફથી આવેલા પયગમ્બરો માટે ઉપજાવી કાઢીને તેમના ધાર્મિક ગ્રંથોમાં દાખલ કરી દીધી છે અને જેની રૂએ કોઈ પયગમ્બર કે ફરિશ્તો કોઈને કોઈ રીતે ખુદા તેમજ ઉપાસ્ય ઠરે છે. આ આયતોમાં આ સામાન્ય નિયમ જણાવવામાં આવ્યો છે કે આવું કોઈ શિક્ષણ કે, જે અલ્લાહ સિવાય બીજા કોઈની બંદગી અને પૂજા શિખવાડતું હોય અને કોઈ બંદાને બંદગીની હદથી આગળ વધારીને ખુદાઈની સ્થિતિ સુધી લઈ જતું હોય, કદાપિ કોઈ પયગમ્બરનું આપેલું શિક્ષણ હોઈ શકે નહીં. જ્યાં પણ કોઈ ધાર્મિક ગ્રંથમાં આ વસ્તુ દેખાય તો સમજી લો કે તે

مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَ لَتَنْصُرُنَّهٗ ؕ قَالَ ءَاَقْرَرْتُمْ وَ
اَخَذْتُمْ عَلٰى ذٰلِكُمْ اِصْرِىْ ؕ قَالُوْۤا اَقْرَرْنَا ؕ قَالَ فَاشْهَدُوْا
وَ اَنَا مَعَكُمْ مِّنَ الشّٰهِدِيْنَ ۝٨١ فَمَنْ تَوَلّٰى بَعْدَ ذٰلِكَ
فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ۝٨٢ اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ

**અગાઉથી તમારી પાસે મોજૂદ છે, તો તમારે તેની ઉપર ઈમાન લાવવો પડશે અને તેની મદદ કરવાની રહેશે.[૬૯] આ કહીને અલ્લાહે પૂછયું "શું તમે આનો સ્વીકાર કરો છો અને આના માટે મારા તરફથી વાયદાની મોટી જવાબદારી ઉપાડો છો ?' તેમણે કહ્યું, "હા, અમે સ્વીકારીએ છીએ." અલ્લાહે કહ્યું, "સારું, તો સાક્ષી રહો અને હું પણ તમારી સાથે સાક્ષી છું, આના પછી જે તેના વાયદામાંથી ફરી જાય તે જ ગુનેગાર છે.'[૭૦]**

**હવે શું આ લોકો અલ્લાહના આજ્ઞાપાલનની રીત (અલ્લાહનો દીન) છોડીને કોઈ બીજી રીત ઇચ્છે છે ?**

ગુમરાહ કરનારા લોકોએ કરેલી હેરફેરનું પરિણામ છે.

(૬૯) આનો અર્થ છે કે દરેક પયગમ્બર પાસેથી આ વાતનો પાકો વાયદો લેવાતો રહ્યો છે અને જે વાયદો પયગમ્બર પાસેથી લેવામાં આવ્યો હોય તે તેના અનુયાયીઓ ઉપર આપોઆપ લાગુ થઈ જાય છે કે જે નબી અમારી તરફથી એ દીનના પ્રસાર અને સ્થાપના માટે મોકલવામાં આવે જેના પ્રસારણ અને સ્થાપના માટે તમે નીમવામાં આવ્યાં છો, તેનો તમારે સાથ આપવો પડશે. તેની સામે પૂર્વગ્રહ ન રાખતાં, પોતાને દીનના ઈજારદાર ન માની લેતાં, સત્યનો વિરોધ ન કરતાં, બલ્કે જયાં જે માણસ પણ અમારા તરફથી સત્યનો ધ્વજ બુલંદ કરવા માટે નીમવામાં આવે તેના ધ્વજ તળે એકત્ર થઈ જજો.

અહીં આટલી વાત એ પણ સમજી લેવી જોઈએ કે હઝરત મુહમ્મદ સ.અ.વ.ની પહેલાં દરેક નબી પાસેથી આવો પાકો વાયદો લેવામાં આવતો રહ્યો છે અને આના જ આધારે દરેક નબીએ તેની ઉમ્મતને પાછળથી આવનાર નબીના સમાચાર આપ્યાં છે અને તેમનો સાથ આપવાનો હુકમ આપ્યો છે. પરંતુ ન તો કુર્આનમાં, ન તો હદીસમાં, કયાંય પણ એ વાત જોવા મળતી નથી કે હઝરત મુહમ્મદ સ.અ.વ. પાસેથી આવો વાયદો લેવામાં આવ્યો હોય અથવા આપે આપની ઉમ્મતને પાછળથી આવનાર કોઈ નબીની ખબર આપીને તેની પર ઈમાન લાવવા માટેનો હુકમ આપ્યો હોય.

(૭૦) આ આયતનો આશય અહેલેકિતાબને ચેતવવાનો છે કે તમે અલ્લાહના વાયદાને તોડી રહ્યાં છો, મુહમ્મદ સ.અ.વ.નો ઈનકાર તથા તેમનો વિરોધ કરીને એ પાકા વાયદાને તોડી રહ્યાં છો જે તમારા

وَ لَهٗۤ اَسْلَمَ مَنْ فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ طَوْعًا وَّ كَرْهًا
وَّ اِلَيْهِ يُرْجَعُوْنَ ﴿٨٣﴾ قُلْ اٰمَنَّا بِاللّٰهِ وَ مَاۤ اُنْزِلَ عَلَيْنَا وَ مَاۤ
اُنْزِلَ عَلٰۤى اِبْرٰهِيْمَ وَ اِسْمٰعِيْلَ وَ اِسْحٰقَ وَ يَعْقُوْبَ وَ الْاَسْبَاطِ
وَ مَاۤ اُوْتِيَ مُوْسٰى وَ عِيْسٰى وَ النَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ ۪ لَا نُفَرِّقُ
بَيْنَ اَحَدٍ مِّنْهُمْ ۫ وَ نَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿٨٤﴾ وَ مَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ
دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ ۚ وَ هُوَ فِي الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ﴿٨٥﴾

**જો કે આકાશ અને ધરતીની સમગ્ર વસ્તુઓ ગમા-અણગમા સાથે અલ્લાહની જ આજ્ઞાંકિત (મુસ્લિમ) છે[૭૧] અને તેની તરફ જ બધાએ પાછા ફરવાનું છે. હે નબી ! કહો કે ''અમે અલ્લાહને માનીએ છીએ, એ શિક્ષણ ને માનીએ છીએ જે અમારી ઉપર ઉતારવામાં આવ્યું છે, એ શિક્ષણ ને પણ માનીએ છીએ જે ઈબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન ઉપર ઊતર્યું હતું, અને એ આદેશો ઉપર પણ ઈમાન ધરાવીએ છીએ જે મૂસા અને ઈસા અને બીજા પયગમ્બરોને તેમના માલિક તરફથી આપવામાં આવ્યાં. અમે તેમની વચ્ચે ભેદભાવ કરતાં નથી[૭૨] અને અમે અલ્લાહના આજ્ઞાંકિત (મુસ્લિમ) છીએ.'' આ આજ્ઞાપાલન (ઈસ્લામ) સિવાય જે માણસ બીજી કોઈ રીત અપનાવવા માગે તેની તે રીત કદાપિ સ્વીકારવામાં નહીં આવે અને આખિરતમાં તે નિષ્ફળ નીવડશે.**

નબીઓ પાસેથી  લેવામાં આવ્યો હતો તેથી તમે હવે ગુનેગાર બની ગયાં છો એટલે કે અલ્લાહના આજ્ઞાપાલનમાંથી નીકળી ગયાં છો.

(૭૧) અર્થાત સમગ્ર સૃષ્ટિની દરેક વસ્તુનો દીન તો આ જ ઈસ્લામ, એટલે કે અલ્લાહનું આજ્ઞાપાલન અને બંદગી છે. હવે આ સૃષ્ટિની અંદર રહીને ઈસ્લામ છોડીને બીજી કઈ જીવનની પદ્ધતિ શોધી રહ્યાં છો ?

(૭૨) એટલે કે અમારી રીત એવી નથી કે કોઈને નબી માનીએ અને કોઈ નબીને ન માનીએ, કોઈને જુઠ્ઠો કહીએ અને કોઈને સાચો. અમે પૂર્વગ્રહ અને અજ્ઞાનકાળના ગૌરવથી મુકત છીએ. દુનિયામાં જયાં જે કોઈ અલ્લાહનો બંદો અલ્લાહના તરફથી સત્ય લઈને આવ્યો છે, અમે તેના સાચા હોવા માટે સાક્ષી આપીએ છીએ.

كَيْفَ يَهْدِي اللّٰهُ قَوْمًا كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ وَ شَهِدُوْٓا
اَنَّ الرَّسُوْلَ حَقٌّ وَّ جَآءَهُمُ الْبَيِّنٰتُ ؕ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ
الظّٰلِمِيْنَ ﴿٨٦﴾ اُولٰٓئِكَ جَزَآؤُهُمْ اَنَّ عَلَيْهِمْ لَعْنَةَ اللّٰهِ
وَ الْمَلٰٓئِكَةِ وَ النَّاسِ اَجْمَعِيْنَ ﴿٨٧﴾ۙ خٰلِدِيْنَ فِيْهَا ۚ لَا يُخَفَّفُ
عَنْهُمُ الْعَذَابُ وَ لَا هُمْ يُنْظَرُوْنَ ﴿٨٨﴾ۙ اِلَّا الَّذِيْنَ تَابُوْا
مِنْۢ بَعْدِ ذٰلِكَ وَ اَصْلَحُوْا ۗ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٨٩﴾ اِنَّ
الَّذِيْنَ كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ ثُمَّ ازْدَادُوْا كُفْرًا لَّنْ تُقْبَلَ

---

**કેવી રીતે બની શકે કે અલ્લાહ એ લોકોને માર્ગદર્શન આપે જેમણે ઈમાનની નિયામત પામ્યા પછી ફરીથી કુફ્ર અપનાવ્યું જો કે તેઓ પોતે આ વાતની સાક્ષી આપી ચૂકયાં છે કે આ પયગમ્બર સત્ય ઉપર છે અને તેમની પાસે સ્પષ્ટ નિશાનીઓ પણ આવી ગયેલી છે.[૭૩] અલ્લાહ જુલમીઓને તો માર્ગદર્શન આપતો નથી. તેમના જુલમનો સાચો બદલો આ જ છે કે તેમની ઉપર અલ્લાહ અને ફરિશ્તાઓ અને તમામ મનુષ્યોની ફિટકાર છે, આ જ દશામાં તેઓ હંમેશાં રહેશે, ન તો તેમની સજામાં ઘટાડો થશે અને ન તો તેમને મહેતલ આપવામાં આવશે. અલબત્ત, એ લોકો બચી જશે જે આના પછી તૌબા કરી પોતાનું વર્તન સુધારી લે, અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે. પરંતુ જે લોકોએ ઈમાન લાવ્યા પછી કુફ્ર અપનાવ્યું, પછી તેમના કુફ્રમાં વધતા ગયાં.[૭૪] તેમની તૌબા પણ**

---

(૭૩) અહીં ફરીથી એ વાતનું પુનરાવર્તન છે જે આની પહેલા વારંવાર વર્ણવવામાં આવેલી છે કે, નબી સ.અ.વ.ના જમાનામાં અરબસ્તાનના યહૂદી વિદ્વાનો જાણી ગયા હતાં, અને એમના મોઢેથી પણ આ વાતની સાક્ષી અપાઈ ગયેલી હતી કે, આપ સાચા નબી છે અને જે શિક્ષણ તેઓ લાવ્યાં છે તે એ જ શિક્ષણ છે જે અગાઉના નબીઓ લાવતા રહ્યાં છે. ત્યારપછી તેમણે જે કંઈ કર્યું તે માત્ર પૂર્વગ્રહ, હઠાગ્રહ અને સત્યની દુશ્મનાવટની એ જૂની ટેવનું પરિણામ હતું જેના તેઓ સદીઓથી અપરાધી ચાલ્યા આવતા હતાં.

(૭૪) એટલે કે માત્ર ઇનકાર કરીને અટકી ન ગયાં બલ્કે અમલી રીતે પણ વિરોધ અને અડચણો ઉભી કરી, લોકોને અલ્લાહના માર્ગથી રોકવાના પ્રયાસમાં બધી જ તાકાત હોમી દીધી, શંકાઓ ઉભી કરી, ગેરસમજો ફેલાવી, દિલોમાં શંકાઓ નાખી અને દુષ્ટતમ કાવતરાં અને ષડ્યંત્રો રચ્યાં જેથી નબીનું મિશન કોઈપણ રીતે

تَوۡبَتُهُمۡ ۚ وَ اُولٰٓئِكَ هُمُ الضَّآلُّوۡنَ ﴿۹۰﴾ اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا وَ مَاتُوۡا
وَهُمۡ كُفَّارٌ فَلَنۡ يُّقۡبَلَ مِنۡ اَحَدِهِمۡ مِّلۡءُ الۡاَرۡضِ ذَهَبًا وَّ لَوِ
افۡتَدٰى بِهٖ ؕ اُولٰٓئِكَ لَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ وَّ مَا لَهُمۡ مِّنۡ نّٰصِرِيۡنَ ﴿۹۱﴾

રુકૂઅ ૯

لَنۡ تَنَالُوا الۡبِرَّ حَتّٰى تُنۡفِقُوۡا مِمَّا تُحِبُّوۡنَ ؕ

**કબૂલ થશે નહીં, આવા લોકો તો સાવ ભટકેલાં છે. ખાત્રી રાખો, જે લોકોએ કુફ્ર અપનાવ્યું અને કુફ્રની હાલતમાં મૃત્યુ પામ્યાં તેમનામાંથી કોઈ જો તેને સજામાંથી બચાવવા માટે ધરતીપટ ભરીને પણ સોનું મુક્તિદંડ તરીકે આપે તો તેને સ્વીકારવામાં આવશે નહીં. આવા લોકો માટે પીડાકારક સજા તૈયાર છે અને તેઓ તેમનો કોઈ મદદગાર નહીં પામે. (રુકૂઅ-૯)**

**તમે નેકીને પહોંચી શકતાં નથી જ્યાં સુધી તમારી એ વસ્તુઓ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ ન કરો જે તમને પ્રિય છે,**[૭૫]

સફળ થવા પામે નહીં.

(૭૫) આનો હેતુ તેમની એ ગેરસમજોને દૂર કરવાનો છે જે તેઓ સદાચાર (નેકી) વિષે ધરાવતા હતાં. તેમના દિમાગોમાં નેકીનો ઊંચામાં ઊંચો ખ્યાલ આટલો જ હતો કે સદીઓથી વારસાગત રીતે શરીઅતની પાબંદીનું એક બાહ્યરૂપ તેમને ત્યાં અસ્તિત્ત્વમાં આવી ગયું હતું. તેની સંપુર્ણ ખિચડી માણસ પોતાના જીવનમાં ઉતારી લે અને તેમના વિદ્વાનોના કાનૂની ફતવાઓ દ્વારા જે એક લાંબીલચ કાનૂની વ્યવસ્થા ઉભી થઈ ગઈ હતી તે પ્રમાણે રોજબરોજના જીવનમાં નાના નાના ગૌણ મામલાઓને તોલતો અને માપતો રહે. આ કાનૂની પાબંદીઓના ઉપલા પડની નીચે સામાન્ય રીતે યહૂદીઓના મોટામોટા ''ધર્મિષ્ઠ'' લોકોએ સંકુચિતતા, લાલસા, કંજૂસાઈ, સત્યને ઢાંકવા અને સત્યને વેચવા જેવાં દુર્ગુણો છુપાવી રાખેલા હતાં, અને સામાન્ય લોકો તેમને નેક માનતા હતાં. આ જ ગેરસમજને દૂર કરવા માટે તેમને જણાવવામાં આવી રહ્યું છે કે નેક માણસનું સ્થાન એ વસ્તુઓ કરતાં ઉચ્ચતર છે જેમને તમે ભલાઈ અને નેકીની આધાર માની લીધી છે. નેકીનું અસલ હાર્દ ખુદાનો પ્રેમ છે, એવો પ્રેમ કે ખુદાની પ્રસન્નતાની તોલે દુનિયાની કોઈ વસ્તુ વધારે પ્રિય ન હોય. જે વસ્તુનો પ્રેમ માણસના દિલ ઉપર એટલી હદે છવાઈ જાય કે તે તેને ખુદાના પ્રેમ ઉપર કુરબાન ન કરી શકતો હોય તો તે તે જ ''બુત'' (મૂર્તિ) છે અને જયાં સુધી એ બુતને માણસ તોડી ન નાખે, નેકીના દરવાજા તેના માટે બંધ છે. આ હાર્દથી ખાલી થઈ ગયા પછી દેખાવ ખાતરની કાનૂની પાબંદીની હેસિયત માત્ર એ ચળકતા તેલ જેવી છે જે ઉધઈ લાગેલા લાકડા ઉપર ચોપડી દેવામાં આવ્યું હોય. માણસ આવા તેલોથી છેતરાઈ શકે છે, પણ ખુદા છેતરાઈ શકતો નથી.

وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٩٢﴾ كُلُّ الطَّعَامِ كَانَ
حِلًّا لِّبَنِيْٓ اِسْرَآءِيْلَ اِلَّا مَا حَرَّمَ اِسْرَآءِيْلُ عَلٰى نَفْسِهٖ مِنْ
قَبْلِ اَنْ تُنَزَّلَ التَّوْرٰىةُ ۭ قُلْ فَاْتُوْا بِالتَّوْرٰىةِ فَاتْلُوْهَآ
اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٩٣﴾ فَمَنِ افْتَرٰى عَلَي اللّٰهِ الْكَذِبَ
مِنْۢ بَعْدِ ذٰلِكَ فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٩٤﴾ قُلْ صَدَقَ اللّٰهُ ۣ

**અને તમે જે કંઈ ખર્ચ કરશો, અલ્લાહ તેનાથી અજાણ નહીં હોય.**

**આ બધી ખાદ્ય વસ્તુઓ (જે શરીઅતેમુહમ્મદીમાં હલાલ છે) બનીઈસ્રાઈલ માટે પણ હલાલ હતી,[૭૬] અલબત્ત, કેટલીક વસ્તુઓ કે જેમને તૌરાતના ઉતરાણ પહેલાં ઈસ્રાઈલે[૭૭] જાતે પોતાના માટે હરામ કરી લીધી હતી. આમને કહો, જો તમે (તમારા વાંધામાં) સાચા હોવ તો લાવો તૌરાત અને રજૂ કરો તેનું કોઈ લખાણ — આના પછી પણ જે લોકો તેમની જુઠ્ઠી ઘડી કાઢેલી વાતો અલ્લાહના નામે ચઢાવતાં રહે તેઓ જ હકીકતમાં જુલમી છે. કહો, અલ્લાહે જે કંઈ કહ્યું છે સાચું કહ્યું છે,**

(૭૬ ) કુર્આન અને મુહમ્મદ સ.અ.વ.ના શિક્ષણ ઉપર યહૂદી વિદ્વાનો કોઈ સૈદ્ધાંતિક વાંધો ન ઉઠાવી શકયાં (કેમ કે દીનનો પાયો જે આધારો ઉપર છે તેમાં આગળના નબીઓના શિક્ષણ અને આ અરબી નબીના શિક્ષણમાં વાળ બરાબર પણ તફાવત ન હતો) ત્યારે તેમણે કાનૂની વાંધાઓ ઉભા કરવા માંડ્યાં. આ અંગે તેમનો પહેલો વાધો આ હતો કે નબી સ.અ.વ. એ ખાવા-પીવાની કેટલીક એવી વસ્તુઓને હલાલ ઠરાવી દીધી છે જે આગળના નબીઓના જમાનાથી હરામ ચાલી આવી રહી છે. આ જ વાંધાનો અહીં જવાબ આપવામાં આવી રહ્યો છે.

(૭૭) ''ઈસ્રાઈલ'' નો અર્થ બનીઈસ્રાઈલ કરવામાં આવે તો અર્થ એવો થશે કે તૌરાતના ઉતરાણ પહેલાં અમુક વસ્તુઓ બનીઈસ્રાઈલે માત્ર રિવાજ તરીકે હરામ ઠરાવી લીધી હતી. અને જો આનો અર્થ હઝરત યાકૂબ અ.સ. કરવામાં આવે તો આનો અર્થ એમ થશે કે તેઓ કેટલીક વસ્તુઓથી સ્વભાવિક અણગમાના કારણે અથવા કોઈ બીમારીના કારણે દૂર રહ્યા હતાં, અને તેમની સંતાનોએ પાછળથી તેમને મનાઈ કરેલી વસ્તુઓ માની લીધી. આ જ બીજી રિવાયત વધારે મશહૂર છે અને પછીની આયત ઉપરથી આ વાત સ્પષ્ટપણે જાહેર થાય છે કે ઊંટ અને સસલું વગેરેની મનાઈનો હુકમ બાઈબલમાં લખ્યો છે તે અસલ તૌરાતનો હુકમ નથી બલ્કે યહૂદી વિદ્વાનોએ પાછળથી તેમાં દાખલ કરી દીધો છે. (વિગતવાર ચર્ચા માટે જૂઓ સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક-૧૨૨)

فَاتَّبِعُوْا مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ۝٩٥
اِنَّ اَوَّلَ بَيْتٍ وُّضِعَ لِلنَّاسِ لَلَّذِيْ بِبَكَّةَ مُبٰرَكًا وَّهُدًى
لِّلْعٰلَمِيْنَ ۝٩٦ۚ فِيْهِ اٰيٰتٌۢ بَيِّنٰتٌ مَّقَامُ اِبْرٰهِيْمَ ۚ۬ وَمَنْ

**તમારે એકાગ્ર બનીને ઈબ્રાહીમની રીતનું અનુસરણ કરવું જોઈએ, અને ઈબ્રાહીમ શિર્ક કરનારાઓમાંથી ન હતો.[૭૮]**

**નિઃશંક સૌથી પહેલું ઉપાસનાગૃહ જે લોકો માટે બંધાયું તે એ જ છે કે જે મક્કામાં આવેલું છે. તેને બરકત અને ભલાઈ આપવામાં આવી હતી અને સમગ્ર વિશ્વના લોકો માટે માર્ગદર્શનનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું.[૭૯] તેમાં સ્પષ્ટ નિશાનીઓ છે,[૮૦] ઈબ્રાહીમનું ઈબાદત સ્થળ છે, અને તેની સ્થિતિ આ છે કે જે**

(૭૮) આનો અર્થ આ છે કે આ કાનૂની ગૌણ બાબતોમાં કયાં ભરાઈ ગયાં છો ? દીનનું મૂળ તો એક અલ્લાહની બંદગી છે જે તમે છોડી દીધી છે અને શિર્કની ગંદકીમાં પડી ગયાં છો, અને હવે ચર્ચાઓ કાનૂની સવાલોની કરો છો. જો કે આ એ સવાલો છે જે ઈબ્રાહીમની રીત ઉપરથી હટી ગયા પછી પતનની લાંબી સદીઓ દરમ્યાન તમારા વિદ્વાનોની કાનૂની નુકતેચીનીઓમાંથી પેદા થયાં છે.

(૭૯) યહૂદીઓનો બીજો વાંધો આ હતો કે તમે બૈતલમકદિસને છોડીને કા'બાને કિબ્લો કેમ બનાવ્યો ? જો કે અગાઉના નબીઓનો કિબ્લો બૈતલમકદિસ જ હતો. આનો જવાબ સૂરઃ બકરહમાં અપાઈ ગયો છે. પરંતુ યહૂદીઓ એ પછી પણ તેમના વાંધાઓ ઉપર અડગ રહ્યાં. એટલા માટે અહીં ફરીથી તેનો જવાબ આપવામાં આવ્યો છે. બૈતલમકદિસ વિષે ખુદ બાઇબલમાં જ ગવાહી મોજુદ છે કે હઝરત મૂસા અ.સ. ના ૪૫૦ વર્ષ પછી હઝરત સુલૈમાન અ.સ.એ તેને બંધાવ્યું. (૧-રાજાઓ, પ્રકરણ - ૬, આયત-૧) અને હઝરત સુલૈમાન અ.સ.ના જ જમાનામાં તે તૌહીદપરસ્તોનો કિબ્લો ઠરાવવામાં આવ્યો. (એજન, પ્રકરણ - ૮, આયત - ૨૯,૩૦) આનાથી ઊલટું, આ વાત અરબસ્તાનમાં ચાલી આવતી તમામ સર્વસંમત રિવાયતો ઉપરથી સાબિત થયેલી છે કે, કા'બાને હઝરત ઈબ્રાહીમ અ.સ.એ બાંધ્યો, અને તેઓ હઝરત મૂસા અ.સ.ની ૮૦૦-૯૦૦ વર્ષ પહેલાં થયાં છે.એટલા માટે કા'બાની પ્રાથમિકતા એક એવી હકીકત છે કે જેમાં શંકાને કોઈ સ્થાન નથી.

(૮૦) એટલે કે આ ઘરમાં એવી સ્પષ્ટ નિશાનીઓ જોવા મળે છે જેના ઉપરથી સાબિત થાય છે કે આ અલ્લાહને ત્યાં સ્વીકૃત થયેલો છે અને તેને અલ્લાહે પોતાના ઘરની હેસિયતથી પસંદ કર્યો છે. સાવ વેરાન જગ્યામાં બનાવવામાં આવેલો છે અને પછી અલ્લાહે તેની આસપાસ રહેનારા લોકો માટે જીવનનિર્વાહના સામાનની સારામાં સારી વ્યવસ્થા કરી દીધી. અઢી હજાર વર્ષ સુધી અજ્ઞાનતાના કારણે સમગ્ર અરબસ્તાન ભારે અશાંતિની સ્થિતિમાં રહ્યો. પરંતુ આવી અશાંત ભૂમિમાં પણ કા'બાની આસપાસનો એક પ્રદેશ એવો હતો જેમાં હંમેશાં શાંતિ રહી. બલ્કે આ કા'બાના પ્રતાપે જ વર્ષમાં ચાર મહિનાના સમય માટે સમગ્ર દેશને શાંતિ મળી જતી

دَخَلَهٗ كَانَ اٰمِنًا ؕ وَ لِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الۡبَيۡتِ مَنِ
اسۡتَطَاعَ اِلَيۡهِ سَبِيۡلًا ؕ وَمَنۡ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِىٌّ عَنِ
الۡعٰلَمِيۡنَ ﴿۹۷﴾ قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ لِمَ تَكۡفُرُوۡنَ بِاٰيٰتِ اللّٰهِ ۖ
وَاللّٰهُ شَهِيۡدٌ عَلٰى مَا تَعۡمَلُوۡنَ ﴿۹۸﴾ قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ
لِمَ تَصُدُّوۡنَ عَنۡ سَبِيۡلِ اللّٰهِ مَنۡ اٰمَنَ تَبۡغُوۡنَهَا عِوَجًا
وَّاَنۡتُمۡ شُهَدَآءُ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعۡمَلُوۡنَ ﴿۹۹﴾

**તેમાં દાખલ થયો સલામત બની ગયો.[૮૧] લોકો ઉપર અલ્લાહનો આ હક્ક છે કે જે આ ઘર સુધી પહોંચવાની શકિત ધરાવતો હોય તે આની હજ્જ કરે અને જે કોઈ આ હુકમનું પાલન કરવાનો ઈનકાર કરે તો તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહને દુનિયાવાળાઓની કોઈ જરૂર નથી.**

**કહો, હે ગ્રંથવાળા, તમે શા માટે અલ્લાહની વાતો માનવાનો ઈનકાર કરો છો ? જે હરકતો તમે આચરી રહ્યાં છો, અલ્લાહ બધું જ જોઈ રહ્યો છે. કહો, હે ગ્રંથવાળા, આ તમારું કેવું વર્તન છે કે જે અલ્લાહની વાત માને છે તેને પણ તમે અલ્લાહના માર્ગે જવાથી રોકો છો અને ઈચ્છો છો કે તે અવળા માર્ગે ચાલે, જો કે તમે પોતે (તેના સીધા માર્ગે હોવા માટે) સાક્ષી છો. તમારી હરકતોથી અલ્લાહ ગાફેલ નથી.**

હતી. બીજું, હમણાં પચાસ વર્ષ પહેલાં જ બધા લોકો જોઈ ચૂકયા હતાં કે અબ્રહાએ જયારે કા'બાને ધ્વસ્ત માટે મક્કા ઉપર હુમલો કર્યો ત્યારે તેનું લશ્કર કેવી રીતે ખુદાઈ પ્રકોપનો ભોગ બન્યું હતું. આ કિસ્સાથી એ વખતે અરબસ્તાનનો એકેએક માણસ વાકેફ હતો અને તેને નજરે નિહાળનારા સાક્ષીઓ આ આયતોના ઉતરાણ વખતે હયાત હતાં.

(૮૧) અજ્ઞાનના અંધારા યુગમાં પણ આ ઘરનો એટલો બધો આદર હતો કે લોહી તરસ્યા દુશ્મનો પણ એક બીજાને ત્યાં જોતાં હતાં તેમ છતાં એક બીજા ઉપર હાથ ઉપાડવાની હિંમત થતી ન હતી.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ تُطِيْعُوْا فَرِيْقًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا
الْكِتٰبَ يَرُدُّوْكُمْ بَعْدَ اِيْمَانِكُمْ كٰفِرِيْنَ ﴿١٠٠﴾ وَكَيْفَ تَكْفُرُوْنَ
وَاَنْتُمْ تُتْلٰى عَلَيْكُمْ اٰيٰتُ اللّٰهِ وَفِيْكُمْ رَسُوْلُهٗ ۭ وَمَنْ
يَّعْتَصِمْ بِاللّٰهِ فَقَدْ هُدِيَ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿١٠١﴾ ع يٰٓاَيُّهَا
الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ
مُّسْلِمُوْنَ ﴿١٠٢﴾ وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوْا ۠

રુકૂઅ ૧૦

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જો તમે આ ગ્રંથવાળાઓમાંથી એક જૂથની વાત માની તો તેઓ તમને ઈમાનથી ફરીથી કુફ્ર તરફ ફેરવીને લઈ જશે. તમારા માટે કુફ્ર તરફ જવાનું શું કારણ રહ્યું છે જયારે કે તમને અલ્લાહની આયતો સંભળાવવામાં આવી રહી છે અને તમારી વચ્ચે તેનો પયગમ્બર હાજર છે ? જે અલ્લાહના આશરાને મજબૂતાઈપૂર્વક પકડશે તે ચોક્કસ સીધો માર્ગ પ્રાપ્ત કરી લેશે. (રુકૂઅ-૧૦)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહથી ડરો જે પ્રમાણે તેનાથી ડરવાનો તકાદો છે. તમને મોત ન આવે પરંતુ એ સ્થિતિમાં કે તમે મુસ્લિમ હોવ.[૮૨] સૌ ભેગાં મળીને અલ્લાહનું દોરડું[૮૩] મજબૂતાઈપૂર્વક પકડી લો અને વિભાજિત ન થઈ જાઓ.**

(૮૨) એટલે કે છેલ્લા શ્વાસ સુધી અલ્લાહના આજ્ઞાપાલન અને તેની વફાદારી ઉપર કાયમ રહો.

(૮૩) અલ્લાહના દોરડાનો અર્થ તેનો દીન છે. અને તેને દોરડાની ઉપમા એટલા માટે આપવામાં આવી છે કે આ જ એ સંબંધ છે જે એક તરફ ઈમાનવાળાઓનો સંબંધ અલ્લાહ સાથે સ્થાપે છે અને બીજી તરફ બધા જ ઈમાનવાળાંને પરસ્પર ભેગાં કરીને એક સમુદાય બનાવે છે. આ દોરડાને ''મજબૂતાઈપૂર્વક પકડવા'' નો અર્થ આ છે કે મુસલોમાનોની નજર સમક્ષ સાચું મહત્ત્વ ''દીન''નું હોય, તેમાં જ તેમને રસ હોય, તેની સ્થાપના માટે તેઓ પ્રયત્નશીલ રહે તથા તેની જ સેવા કરવા માટે પરસ્પર એકબીજાને સહયોગ આપતાં રહે. જ્યાં દીનના પાયાના શિક્ષણ અને તેની સ્થાપનાના ધ્યેયથી મુસલમાનો ચલિત થાય. અને તેમનું ધ્યાન અને રૂચિ પેટા અને ગૌણ બાબતો તરફ વળી જાય, ત્યાં તેમની અંદર અનિવાર્યપણે એ જ વિભાજન અને ફાટફૂટ પેદા થઈ જશે જે આની પહેલાં નબીઓ અ.સ.ની ઉમ્મતોને તેમના મૂળ જીવનધ્યેયથી દૂર કરીને દુનિયા અને આખિરતની ફજેતીમાં નાખી ચૂકયો છે.

وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ
قُلُوْبِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖٓ اِخْوَانًا ۚ وَ كُنْتُمْ عَلٰى شَفَا حُفْرَةٍ
مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ
تَهْتَدُوْنَ ﴿١٠٣﴾ وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ

**અલ્લાહના એ ઉપકારને યાદ રાખો જે તેણે તમારી ઉપર કર્યો છે. તમે એકબીજાના શત્રુ હતાં, તેણે તમારા દિલોને જોડી દીધાં અને તેની કૃપાથી તમે ભાઈ-ભાઈ બની ગયાં. તમે આગથી ભરેલા એક ખાડાના કિનારે ઊભા હતાં, અલ્લાહે તમને તેનાથી બચાવી લીધાં.[૮૪] આવી રીતે અલ્લાહ તેની નિશાનીઓ તમારી સામે સ્પષ્ટ કરે છે કદાચ આ નિશાનીઓ વડે તમને તમારી સફળતાનો સીધો માર્ગ દેખાઈ જાય.[૮૫]**

**તમારામાંથી કેટલાક લોકો તો એવાં જરૂર હોવાં જોઈએ જે નેકીની તરફ બોલાવે, ભલાઈના**

(૮૪) આ ઈશારો છે એ સ્થિતિની તરફ જેમાં ઈસ્લામની પહેલાં આરબવાસીઓ પડેલા હતાં. કબીલાઓ વચ્ચે અંદરો-અંદર વેરઝેર, નાની નાની વાતે લડાઈઓ, અને રાત-દિવસની ખૂનામરકી, જેના કારણે સમગ્ર કોમ નષ્ટ થઈ જવાની અણીએ પહોંચી ગઈ હતી. આ આગમાં બળી મરવાથી જો કોઈ વસ્તુએ તેમને બચાવ્યાં તો તે આ જ ઈસ્લામની નિયામત હતી. આ આયતો જે સમયે ઉતરી છે તેનાથી ત્રણ-ચાર વર્ષ પહેલાં જ મદીનાના લોકો મુસલમાન થયા હતાં. અને ઈસ્લામની આ હરતી-ફરતી નિયામતને બધા જોઈ રહ્યાં કે ઔસ અને ખઝરજના એ કબીલાં કે જે વર્ષોથી એકબીજાના લોહીના તરસ્યા હતાં, પરસ્પર ભેગાં મળીને દૂધમાં સાકરની જેમ ભળી ગયા હતાં. અને આ બંને કબીલાઓ મક્કાથી આવનારા મુહાજિરોની સાથે એવો અનુપમ બલિદાન અને પ્રેમનો વ્યવહાર કરી રહ્યા હતાં જે એક કુટુંબના લોકો પણ પરસ્પર કરતાં નથી.

(૮૫) એટલે કે જો તમારી પાસે આંખો હોય તો આ નિશાનીઓને જોઈને જાતે જ સમજી શકો છો કે શું તમારી સફળતા આ દીનને મજબૂતાઈપૂર્વક પકડી રાખવામાં છે કે પછી એને છોડીને એ જ હાલત તરફ પાછા જવામાં કે જેમાં તમે પહેલાં પડેલા હતાં ? તમારા સાચા શુભેચ્છક અલ્લાહ અને તેના રસૂલ છે કે પછી આ યહૂદી અને મુશ્રિક અને દંભી લોકો કે જે તમને અગાઉની સ્થિતિ તરફ પાછા લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યાં છે ?

بِالْمَعْرُوْفِ وَ يَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ ؕ وَ اُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿۱۰۴﴾
وَ لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ تَفَرَّقُوْا وَ اخْتَلَفُوْا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ
الْبَيِّنٰتُ ؕ وَ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿۱۰۵﴾ۙ يَّوْمَ تَبْيَضُّ وُجُوْهٌ
وَّ تَسْوَدُّ وُجُوْهٌ ۚ فَاَمَّا الَّذِيْنَ اسْوَدَّتْ وُجُوْهُهُمْ ۟ اَكَفَرْتُمْ
بَعْدَ اِيْمَانِكُمْ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿۱۰۶﴾
وَ اَمَّا الَّذِيْنَ ابْيَضَّتْ وُجُوْهُهُمْ فَفِيْ رَحْمَةِ اللّٰهِ ؕ هُمْ
فِيْهَا خٰلِدُوْنَ ﴿۱۰۷﴾ تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ

**કામોની આજ્ઞા આપે અને બૂરાં કામોથી રોકતાં રહે. જે લોકો આ કામ કરશે તેઓ જ સફળતા પામશે. કયાંક તમે એ લોકોની જેમ ન થઈ જતાં જે સંપ્રદાયોમાં વહેંચાઈ ગયાં અને સ્પષ્ટ આદેશો મેળવ્યા પછી ફરીથી મતભેદોમાં પડી ગયાં.[૮૬] જેમણે આ વલણ અપનાવ્યું તેઓ એ દિવસે સખત સજા પામશે જ્યારે કે કેટલાક લોકોના ચહેરા ઉજ્જવળ હશે અને કેટલાક લોકોના મોં કાળા હશે, જેમના મોં કાળા હશે (તેમને કહેવામાં આવશે કે) ઈમાનની નિયામત પામ્યા પછી પણ તમે કુફ્રનું વલણ અપનાવ્યું ? સારું તો હવે આ કુફ્રના બદલામાં સજાનો સ્વાદ માણો. રહ્યાં એ લોકો કે જેમનાં ચહેરા ઉજ્જવળ હશે તો તેમને અલ્લાહના કૃપાક્ષેત્રમાં જગ્યા મળશે અને તેઓ હંમેશાં એ જ સ્થિતિમાં રહેશે. આ અલ્લાહની આયતો છે જે અમે તમને સાચેસાચી સંભળાવી રહ્યાં છીએ**

(૮૬) આ ઈશારો એ ઉમ્મતોની તરફ છે જેમણે ખુદાના પયગમ્બરો પાસેથી સત્યદીનનું સ્પષ્ટ અને સીધું શિક્ષણ મેળવ્યું પરંતુ થોડો સમય પસાર થઈ ગયા પછી દીનની પાયાની બાબતો છોડી દીધી અને અસંબદ્ધ તથા ગૌણ બાબતોના આધારે અલગ અલગ ફિરકાઓ (સંપ્રદાયો) બનાવવા માંડયાં, ત્યારબાદ નકામી અને બેમતલબ વાતોમાં એવા ઝઘડવા લાગ્યાં જેના કારણે તેમને એ કામનું ભાન ન રહ્યું જે અલ્લાહે તેમને સોપ્યું હતું અને તેમને ન તો શ્રદ્ધા અને નીતિમત્તાના બુનિયાદી સિદ્ધાંતોમાં પણ કોઈ રસ રહ્યો કે જેની ઉપર હકીકતમાં માનવીની સફળતા અને સદ્ભાગ્યનો આધાર છે.




وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعٰلَمِيْنَ ﴿١٠٨﴾ وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا
فِي الْاَرْضِ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿١٠٩﴾ كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ
لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ
بِاللّٰهِ ؕ وَلَوْ اٰمَنَ اَهْلُ الْكِتٰبِ لَكَانَ خَيْرًا لَّهُمْ ؕ مِنْهُمُ

**કેમકે અલ્લાહ દુનિયાના લોકો ઉપર જુલમ કરવાનો કોઈ ઈરાદો ધરાવતો નથી.[૮૭] ધરતી અને આકાશોની તમામ વસ્તુઓનો માલિક અલ્લાહ છે અને બધા જ મામલાઓ અલ્લાહની જ સમક્ષ રજૂ થાય છે. (રુકૂઅ-૧૧)**

**હવે દુનિયામાં એ ઉત્તમ સમુદાય તમે છો જેને લોકોના માર્ગદર્શન તથા સુધારણા માટે ઊભું કરવામાં આવ્યું છે.[૮૮] તમે ભલા કામોની આજ્ઞા આપો છો, બૂરા કામોથી રોકો છો અને અલ્લાહ ઉપર ઈમાન ધરાવો છો. આ ગ્રંથવાળા[૮૯] ઈમાન લાવ્યાં હોત તો તેમના જ હિતમાં વધારે સારું હતું. જો કે તેમનામાંથી કેટલાક લોકો**

(૮૭) એટલે કે અલ્લાહ દુનિયાના લોકો ઉપર જુલમ કરવા માગતો નથી તેથી તે તેમને સીધો માર્ગ પણ દેખાડી રહ્યો છે અને આ વાત પણ એમને આગાહી રૂપે પહેલાંથી જણાવી રહ્યો છે કે, આખરે એ કઈ બાબતો માટે તેમને પૂછવાનો છે. આના પછી પણ જે લોકો અવળો માર્ગ અપનાવે, અને તેમની ખોટી નીતિરીતિ છોડે નહીં તો તેઓ પોતે જ પોતાની ઉપર જુલમ કરશે.

(૮૮) આ એ જ વિષય છે જે સૂરઃ બકરહના ૧૭મા રુકૂઅમાં આવી ગયો છે. નબીએઅરબી સ.અ.વ.ના અનુયાયીઓને જણાવવામાં આવી રહ્યું છે કે દુનિયાના નેતૃત્વ અને માર્ગદર્શનના જે પદ ઉપરથી બનીઇસ્રાઈલને તેમની બિનલાયકાતના કારણે બરતરફ કરી દેવામાં આવ્યાં છે તેની ઉપર હવે તમે નીમવામાં આવ્યાં છો, એટલા માટે કે નીતિમત્તા અને કર્મની દ્રષ્ટિએ હવે તમે દુનિયામાં સૌથી ઉત્તમ માનવસમુદાય બની ગયાં છો, અને તમારી અંદર એ ગુણો પેદા થઈ ગયાં છે જે ન્યાયી નેતૃત્વ માટે આવશ્યક છે, એટલે કે નેકીને કાયમ કરવાની તથા બૂરાઈનો નાશ કરવાની ભાવના અને પ્રયાસો, અને અલ્લાહ, કે જે એક છે. અને જેનો કોઈ ભાગીદાર નથી, તેને શ્રદ્ધા તેમજ અમલી રીતે પોતાનો ખુદા અને માલિક માનવો. એટલા માટે હવે આ કામ તમને સોંપવામાં આવ્યું છે અને હવે તમારી આ ફરજ બને છે કે તમે તમારી જવાબદારીઓને સમજો અને એ ભૂલો કરવાથી બચો જે તમારા પુરોગામીઓ કરેલી છે. (જુઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૧૨૩, ૧૪૪)

(૮૯) અહીં એહલેકિતાબનો અર્થ બનીઇસ્રાઈલ છે.

الْمُؤْمِنُوْنَ وَ اَكْثَرُهُمُ الْفٰسِقُوْنَ ﴿١١٠﴾ لَنْ يَّضُرُّوْكُمْ اِلَّاۤ اَذًى ؕ وَ
اِنْ يُّقَاتِلُوْكُمْ يُوَلُّوْكُمُ الْاَدْبَارَ ۟ قف ثُمَّ لَا يُنْصَرُوْنَ ﴿١١١﴾
ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ اَيْنَ مَا ثُقِفُوْۤا اِلَّا بِحَبْلٍ مِّنَ اللّٰهِ
وَ حَبْلٍ مِّنَ النَّاسِ وَ بَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَ ضُرِبَتْ عَلَيْهِمُ
الْمَسْكَنَةُ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَ
يَقْتُلُوْنَ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّ كَانُوْا
يَعْتَدُوْنَ ﴿١١٢﴾ ۗ لَيْسُوْا سَوَآءً ؕ مِنْ اَهْلِ الْكِتٰبِ اُمَّةٌ قَآئِمَةٌ

---

**ઈમાનવાળા પણ જોવા મળે છે પરંતુ તેમના મોટાભાગના લોકો નાફરમાન છે. આ તમારું કશું બગાડી શકતાં નથી, બહુ બહુ તો થોડું સતાવી શકે છે. જો આ તમારી સાથે લડશે તો મુકાબલો કરવામાં પીઠ દેખાડશે, પછી એવા લાચાર બની જશે કે કયાંયથી તેમને મદદ નહીં મળે. તેઓ જયાં પણ જોવામાં આવ્યાં અપમાન જ પામ્યાં, કયાંક અલ્લાહના હવાલા કે લોકોના હવાલા હેઠળ આશ્રય મળી ગયું તો એ બીજી વાત[૯૦] છે. તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયેલાં છે, તેમની ઉપર મોહતાજી અને પરાજય થોપી દેવામાં આવ્યાં છે, અને આ બધું માત્ર આ કારણે થયું છે કે તેઓ અલ્લાહની આયતોનો ઈનકાર કરતા રહ્યાં અને તેમણે પયગમ્બરોની નાહક હત્યા કરી. આ તેમની નાફરમાનીઓ અને અત્યાચારોનું પરિણામ છે.**

**પરંતુ બધા જ ગ્રંથવાળાં સમાન નથી. તેમની અંદર કેટલાક લોકો એવાં પણ છે જે સીધા માર્ગ ઉપર કાયમ છે,**

---

(૯૦) એટલે કે દુનિયામાં જો કયાંય તેમને થોડીઘણી શાંતિ મળી પણ છે તો તે તેમની પોતાની તાકાતના જોરે મળેલી શાંતિ નથી બલ્કે બીજા લોકોના ટેકા અને મહેરબાનીનું પરિણામ છે. કયાંક કોઈ મુસ્લિમ રાજયે એમને ખુદાના વાસ્તે સલામતી આપી દીધી અને કયાંક બિનમુસ્લિમ રાજયે પોતાની રીતે એમને પોતાની શરણમાં લઈ લીધાં. આવી જ રીતે ઘણી વખત તેમને દુનિયામાં કોઈ જગ્યાએ મજબૂત થવાની તક પણ મળી ગઈ, પરંતુ તે પણ તેમની પોતાની તાકાતના જોરે નહીં બલ્કે માત્ર ''પાડોશીની મહેરબાનીથી''.

يَتْلُوْنَ اٰيٰتِ اللّٰهِ اٰنَآءَ الَّيْلِ وَهُمْ يَسْجُدُوْنَ ﴿١١٣﴾ يُؤْمِنُوْنَ
بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ
الْمُنْكَرِ وَيُسَارِعُوْنَ فِى الْخَيْرٰتِ ؕ وَاُولٰٓئِكَ مِنَ الصّٰلِحِيْنَ ﴿١١٤﴾
وَمَا يَفْعَلُوْا مِنْ خَيْرٍ فَلَنْ يُّكْفَرُوْهُ ؕ وَاللّٰهُ عَلِيْمٌ ۢ بِالْمُتَّقِيْنَ ﴿١١٥﴾
اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِىَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَاۤ اَوْلَادُهُمْ مِّنَ
اللّٰهِ شَيْـًٔا ؕ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١١٦﴾
مَثَلُ مَا يُنْفِقُوْنَ فِىْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا كَمَثَلِ رِيْحٍ فِيْهَا صِرٌّ
اَصَابَتْ حَرْثَ قَوْمٍ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَاَهْلَكَتْهُ ؕ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ

રાતો દરમિયાન અલ્લાહની આયતો પઢે છે અને તેની સમક્ષ સિજદાં કરે છે, અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે, ભલાઈના કામોની આજ્ઞા આપે છે, બૂરાઇના કામોથી રોકે છે અને ભલાઈના કામોમાં સક્રિય રહે છે. આ સદાચારી લોકો છે અને જે નેકી પણ તેઓ કરશે તેની નાકદરી નહીં કરવામાં આવે, અલ્લાહ સંયમી લોકોને સારી રીતે જાણે છે. રહ્યાં એ લોકો કે જેમણે કુફ્રનું વલણ અપનાવ્યું, તો અલ્લાહની સામે તેમને ન તેમનો માલ કોઈ કામ આપશે, ન તો સંતાન, તેઓ તો આગમાં જનારા લોકો છે અને આગમાં જ હંમેશાં રહેશે. જે કંઈ તેઓ તેમના આ દુનિયાના જીવનમાં ખર્ચ કરી રહ્યાં છે તેનું ઉદાહરણ એ હવા જેવું છે જેમાં હિમ હોય અને તે એ લોકોના ખેતરો ઉપરથી પસાર થાય જેમણે પોતાની ઉપર જુલમ કર્યો છે, અને તેને નષ્ટ કરી મૂકે.[૯૧] અલ્લાહે તેમની ઉપર જુલમ નથી કર્યો

(૯૧) આ ઉદાહરણમાં ખેતીનો અર્થ જીવનની ખેતી છે જેની ફસલ માણસે આખિરતમાં કાપવાની છે. પવનનો અર્થ ભલાઈની એ બાહ્ય ભાવના છે જેના કારણે કાફિરો જનકલ્યાણના કામો તેમજ દાન વગેરેમાં ધન ખર્ચે છે. અને હિમનો અર્થ સાચા ઈમાન અને ખુદાઈ કાનૂન ઉપર અમલીકરણનો અભાવ છે જેના કારણે તેમનું સમગ્ર જીવન ખોટું બનીને રહી ગયું છે. અલ્લાહતઆલા આ ઉદાહરણ દ્વારા એમ બતાવવા માગે છે કે જેવી રીતે

وَلٰكِنْ اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٧﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا
لَا تَتَّخِذُوْا بِطَانَةً مِّنْ دُوْنِكُمْ لَا يَاْلُوْنَكُمْ خَبَالًا ؕ وَدُّوْا

**હકીકતમાં તેઓ પોતે જ પોતાની ઉપર જુલમ કરી રહ્યાં છે.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા સમુદાયના લોકો સિવાય બીજા લોકોને તમારા જાણભેદૂ ન બનાવો. તેઓ તમારા બરબાદીની કોઈ તકનો લાભ લેવાનું ચૂકતાં નથી.[૯૨] તમને જે વસ્તુથી**

હવા ખેતીના વિકાસ માટે ફાયદાકારક છે પરંતુ જો એ હવામાં હિમ હોય તો ખેતીને વિકસાવવાને બદલે તેને નષ્ટ કરી નાખે છે, આવી જ રીતે દાન પણ જો કે આખિરતની ખેતીને વિકસાવનારી વસ્તુ છે, પરંતુ જયારે તેની અંદર કુફ્રનું ઝેર ભળેલું હોય ત્યારે આ જ દાન ફાયદાકારક થવાને બદલે ઊલટાનું વિનાશકારી બની જાય છે. દેખીતું છે કે મનુષ્યનો માલિક અલ્લાહ છે અને તેના માલનો માલિક પણ અલ્લાહ જ છે જેમાંથી મનુષ્ય ખર્ચ કરી રહ્યો છે, અને આ રાજય પણ અલ્લાહનું જ છે જેની અંદર રહીને મનુષ્ય કામ કરી રહ્યો છે, હવે જો અલ્લાહનો આ ગુલામ પોતાના માલિકના સર્વાધિકારને માને નહીં અથવા તેની બંદગીની સાથે બીજા કોઈની ગેરકાનૂની બંદગીને પણ ભેળવી દે છે, અને અલ્લાહના માલ અને તેના રાજયનો ભોગવટો કરવામાં તેના કાનૂન અને નિયમોનું પાલન ન કરે તો તેનો આ તમામ ખર્ચ, ઉપરથી લઈને નીચે સુધી, અપરાધ બની જાય છે. વળતરની વાત તો દૂર રહી, તે તો આ તમામ હરકતો માટે ફોજદારી મુકદમો ચલાવવાને પાત્ર છે. તેના ખર્ચનું ઉદાહરણ એવું છે જેમ કે, એક નોકર તેના માલિકની પરવાનગી વિના તેના ભંડાર ખોલે અને જયાં જયાં, તેની સમજ પ્રમાણે યોગ્ય લાગે તે ખર્ચ કરી નાખે.

(૯૨) મદીનાની આસપાસના વિસ્તારમાં જે યહૂદીઓ વસતા હતાં તેમની સાથે ઔસ અને ખઝરજ વચ્ચે જૂના જમાનાથી દોસ્તીના સંબંધો ચાલ્યા આવતા હતાં. વ્યક્તિગત રીતે પણ આ કબીલાના માણસો તેમના લોકોની સાથે મૈત્રીના સંબંધો ધરાવતા હતાં અને કબીલાની હેસિયતથી પણ આ અને તેઓ એકબીજાના પાડોશી અને સંધિ કરારથી જોડાયેલા હતાં. જયારે ઔસ અને ખઝરજના કબીલા મુસલમાન થઈ ગયાં ત્યારે આના પછી પણ તેઓ યહૂદીઓની સાથે એ જ જૂના સંબંધો નિભાવતા રહ્યાં અને તેમના માણસો પોતાના જૂના યહૂદી મિત્રો સાથે એ જ પ્રેમ અને ખુલ્લા દિલથી મળતા રહ્યાં, પરંતુ યહૂદીઓને નબી સ.અ.વ. તથા આપના મિશન સાથે જે દુશ્મનાવટ થઈ ગઈ હતી તેના કારણે તેઓ કોઈ એવા માણસ સાથે નિઃસ્વાર્થ પ્રેમ રાખવા માટે તૈયાર ન હતાં જે આ નવા આંદોલનમાં જોડાઈ ગયો હોય. તેમણે અન્સારની સાથે બહારથી તો એ જ સંબંધો રાખ્યાં જે પહેલાંથી ચાલ્યા આવતા હતાં પરંતુ દિલમાં તેઓ હવે તેમના સખત દુશ્મન થઈ ગયા હતાં. આ બાહ્ય મિત્રતાનો ગેરવ્યાજબી રીતે લાભ ઉઠાવીને હંમેશાં એવો પ્રયત્ન કરતા હતાં કે કોઈપણ રીતે મુસલમાનોના સમુદાયમાં આંતરિક ઝઘડાં ઉભા કરે અને તેમના સામાજિક રહસ્યો જાણી લઈને તેમના દુશ્મનો સુધી પહોંચાડે. અલ્લાહતઆલા અહીં તેમના આ દંભી વર્તન સામે મુસલમાનોને સાવચેત રહેવા માટે હુકમ આપી રહ્યો છે.

مَا عَنِتُّمْ ۚ قَدْ بَدَتِ الْبَغْضَآءُ مِنْ اَفْوَاهِهِمْ ۚۖ وَمَا تُخْفِيْ
صُدُوْرُهُمْ اَكْبَرُ ؕ قَدْ بَيَّنَّا لَكُمُ الْاٰيٰتِ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ﴿۱۱۸﴾
هٰۤاَنْتُمْ اُولَآءِ تُحِبُّوْنَهُمْ وَلَا يُحِبُّوْنَكُمْ وَتُؤْمِنُوْنَ بِالْكِتٰبِ كُلِّهٖ ۚ
وَاِذَا لَقُوْكُمْ قَالُوْۤا اٰمَنَّا ۚۖ وَاِذَا خَلَوْا عَضُّوْا عَلَيْكُمُ الْاَنَامِلَ
مِنَ الْغَيْظِ ؕ قُلْ مُوْتُوْا بِغَيْظِكُمْ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿۱۱۹﴾
اِنْ تَمْسَسْكُمْ حَسَنَةٌ تَسُؤْهُمْ ۖ وَاِنْ تُصِبْكُمْ سَيِّئَةٌ يَّفْرَحُوْا
بِهَا ؕ وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ شَيْـًٔا ؕ

**નુકસાન થાય તે જ તેમને પ્રિય છે. તેમના દિલોનો દ્વેષ તેમની વાતોમાં છતો થઈ રહ્યો છે અને જે કંઈ તેમણે તેમના દિલોમાં છુપાવેલું છે તે આના કરતાં વધારે તીવ્ર છે. અમે તમને તદ્દન સ્પષ્ટ આદેશો આપી દીધાં છે, જો તમે બુદ્ધિશાળી હોવ. (તો તમે તેમની સાથે સંબંધ રાખવામાં સાવધાની રાખશો). તમે તેમની સાથે પ્રેમ રાખો છો પરંતુ તેઓ તમારી સાથે પ્રેમ રાખતાં નથી, જો કે તમે બધાં જ આકાશી ગ્રંથોમાં માનો છો.[૯૩] જ્યારે તેઓ તમને મળે છે ત્યારે કહે છે કે અમે પણ (તમારા પયગમ્બર અને તમારા ગ્રંથને) માની લીધાં છે, પરંતુ જ્યારે છૂટા પડે છે ત્યારે તમારી વિરુદ્ધ તેમનો ક્રોધ એવો હોય છે કે તેમના આંગળાં કરડવા લાગે છે — આમને કહી દો કે તમારા ગુસ્સામાં જાતે બળી મરો, અલ્લાહ દિલોના છુપાયેલાં રહસ્યો સુદ્ધાં જાણે છે — તમારું ભલું થાય છે ત્યારે તેમને ખરાબ લાગે છે, અને તમારી ઉપર કોઈ આફત આવે છે ત્યારે તેઓ ખુશ થાય છે, પરંતુ તેમની કોઈ ચાલ તમારી વિરુદ્ધ સફળ થઈ શકશે નહીં એ શરતે કે તમે ધૈર્ય દાખવો અને અલ્લાહથી ડરીને કામ કરતાં રહો.**

(૯૩) એટલે કે આ અજબ વાત છે કે ફરિયાદ તમને એમની સામે હોત તેના બદલે તેમને તમારી સામે છે. તમે તો કુર્આનની સાથે તૌરાતને પણ માનો છો એટલા માટે તેમને તમારી સામે ફરિયાદ હોવા માટે કોઈ વ્યાજબી કારણ હોઈ શકે નહીં. અલબત્ત, ફરિયાદ જો હોય તો તમને તેમની સામે હોવી જોઈતી હતી, કેમ કે તેઆ કુર્આનને માનતાં નથી.




إِنَّ اللَّهَ بِمَا يَعْمَلُونَ مُحِيطٌ ﴿١٢٠﴾ وَإِذْ غَدَوْتَ مِنْ أَهْلِكَ تُبَوِّئُ الْمُؤْمِنِينَ مَقَاعِدَ لِلْقِتَالِ

**જે કંઈ આ લોકો કરી રહ્યાં છે અલ્લાહ તેની ઉપર કાબૂ ધરાવે છે. (રુકૂઅ-૧૨)**

**([૯૪]હે પયગમ્બર ! મુસલમાનો સમક્ષ એ પ્રસંગનું વર્ણન કરો) જ્યારે તમે વહેલી સવારમાં તમારા ઘરેથી નીકળ્યા હતાં અને (ઉહુદના મેદાનમાં) મુસલમાનોને યુદ્ધ માટે ઠેર ઠેર નીમી રહ્યા હતાં.**

(૯૪) અહીંથી ચોથું પ્રવચન શરૂ થાય છે. આ પ્રવચન ઉહુદની લડાઈ પછી ઉતર્યું છે અને તેમાં ઉહુદની લડાઈ ઉપર સમીક્ષા કરવામાં આવી છે. ઉપરના પ્રવચનને પૂરૂં કરતી વખતે અંતમાં કહેવામાં આવ્યું હતું કે ''તેમની કોઈ ચાલ તમારી વિરૂદ્ધ સફળ થઈ શકશે નહીં એ શરતે કે તમે ધૈર્ય દાખવો અને અલ્લાહથી ડરીને કામ કરતાં રહો.'' હવે કેમ કે મેદાનમાં મુસલમાનોના પરાજયનું કારણ જ આ બન્યું કે તેમની અંદર ધીરજનો અભાવ હતો અને એમના માણસો દ્વારા અમુક એવી ભૂલો પણ થઈ ગઈ હતી કે જે સંયમની વિરૂદ્ધ હતી એટલા માટે આ પ્રવચન કે જેમાં તેમને એમની નબળાઈઓ સામે ચેતવવામાં આવ્યાં છે, ઉપરોક્ત કથન પછી જ તરત જ નોંધવામાં આવી.

આ પ્રવચનની વર્ણનશૈલી એવી છે કે ઉહૂદની લડાઈની બાબતમાં જેટલી પણ મહત્ત્વની ઘટનાઓ ઘટી હતી, એમાંથી એક એકને લઈને તેની ઉપર થોડાક યોગ્ય વાકયોમાં ખૂબ જ બોધજનક સમીક્ષા કરવામાં આવી છે. આને સમજવા માટે આની ઘટનાકીય પશ્ચાદભૂમિને નજર સામે રાખવી જરૂરી છે.

હિજરી સન્ ૩ના શવ્વાલની શરૂઆતમાં કુરૈશના કાફિરોએ લગભગ ૩૦૦૦ નું લશ્કર લઈને મદીના ઉપર હુમલો કર્યો. મોટી સંખ્યા ઉપરાંત તેમની પાસે શસ્ત્ર-સરંજામ પણ મુસલમાનોની સરખામણીમાં વધારે હતો, અને આ ઉપરાંત તેઓ બદ્રની લડાઈના વેરની વસૂલાત કરવાની લાગણી પણ ધરાવતા હતાં. નબી સ.અ.વ. અને અનુભવી સહાબીઓનો એવો મત હતો કે મદીનામાં કિલ્લેબંધી કરીને બચાવ કરવામાં આવે. પરંતુ કેટલાક યુવાનો, કે જે શહાદત માટે બહુ જ ઉત્સુક હતાં અને જેમને બદ્રની લડાઈમાં ભાગ લેવાનો મોકો મળ્યો ન હતો, તેમણે બહાર નીકળીને લડવા માટે આગ્રહ કર્યો. છેવટે એમના આગ્રહને વશ થઈને નબી સ.અ.વ.એ બહાર નિકળવાનો જ નિર્ણય કર્યો. એક હજાર માણસો આપની સાથે નીકળ્યાં. પરંતુ શૌત નામની જગ્યાએ પહોંચીને અબ્દુલ્લાહ બિન ઉબૈ પોતાના ૩૦૦ સાથીઓને લઈને અલગ થઈ ગયો. બરાબર અણીના સમયે તેની આ હરકતથી મુસલમાનોના લશ્કરમાં ગભરાટ ફેલાઈ ગયો, એટલે સુધી કે બનૂસલ્મા અને બનૂહારિસાના લોકો તો એટલી હદે હતાશ થઈ ગયાં કે તેમણે પણ પાછા જવાનો નિર્ણય કરી લીધો હતો પરંતુ પછી હિંમતવાન સહાબીઓના પ્રયાસોથી આ ગભરાટ દૂર થઈ ગયો. આ બાકી બચેલા ૭૦૦ માણસોની સાથે નબી સ.અ.વ. આગળ વધ્યાં અને ઉહૂદના પર્વતની તળેટીમાં (મદીનાથી લગભગ ૪ માઈલના અંતરે) પોતાની સેનાની હરોળો એવી રીતે ગોઠવી કે પર્વત પાછળની બાજુએ હતો અને કુરૈશની સેના સામેની બાજુએ.

# નકશો : ઉહુદની લડાઈ



ઉત્તર
પશ્ચિમ
પૂર્વ
દક્ષિણ
મુસલમાનોની છાવણી
ખાલિદના હુમલાનો માર્ગ
ઉહુદ પર્વત
ઉહુદ પર્વત
એ ગુફા જ્યાં નબી સ.અ.વ.એ આશ્રય લીધો
અહીં નબી સ.અ.વ.એ આરામ કર્યો
અહીં નબી સ.અ.વ.એ આરામ કર્યો
અહીં નબી સ.અ.વ.ના મુબારક દાંત દફન છે
ઝરણું
ઝરણું
અહીં બંને લશ્કરોનો મુકાબલો થયો
મક્કાવાળાની છાવણી
શહીદોની કબરો
હઝરત હમઝા રદિ. નો મકબરો અને મસ્જિદ
હઝરત ઝુબૈર રદિ. ના ઘોડેસવારોની ટુકડી
રુમાતપર્વત
હઝરત હમઝા રદિ.ની દફન થવાની પહેલી જગ્યા
અહીં હઝરત હમઝા રદિ. શહીદ થયાં
અહીંથી ખાલિદની ટુકડીએ હુમલો કર્યો

وَاللّٰهُ سَمِيۡعٌ عَلِيۡمٌ ﴿۱۲۱﴾ اِذۡ هَمَّتۡ طَّآٮِٕفَتٰنِ مِنۡكُمۡ اَنۡ تَفۡشَلَا

**અલ્લાહ બધી જ વાતો સાંભળે છે અને તે ઘણો માહિતગાર છે.**

**યાદ કરો જ્યારે તમારામાંથી બે જૂથો કાયરતા દેખાડવા ઉપર આવી ગયા[૯૫] હતાં, જો કે**

પડખે માત્ર એક પહાડી માર્ગ હતો જેમાંથી અચાનક હુમલો થવાનો ખતરો ઉભો થઈ શકતો હતો. ત્યાં આપે અબ્દુલ્લાહ બિન જુબૈર રદિ.ની આગેવાની હેઠળ ૫૦ તીરંદાજોને બેસાડી દીધાં અને તેમને તાકીદપૂર્વક જણાવ્યું કે "કોઈને પણ અમારી નજીક ફરકરવા ન દેશો, કોઈ પણ સંજોગોમાં અહીંથી ખસશો નહીં, જો તમે જુઓ કે અમારું માંસ પક્ષીઓ ચૂંથી રહ્યાં છે તો પણ તમે તમારી જગ્યા પરથી ખસતા નહીં." ત્યારપછી લડાઈ શરૂ થઈ. આરંભમાં મુસલમાનોનું પલ્લું ભારે રહ્યું, એટલે સુધી કે સામેની ફોજમાં નાસભાગ મચી ગઈ પરંતુ આ આરંભિક સફળતાને પૂર્ણ વિજય સુધી પહોંચાડવાને બદલે મુસલમાનો માલેગનીમતની લાલચ હેઠળ આવી ગયાં અને તેમણે દુશ્મનના લશ્કરને લૂંટવા માંડયું. બીજી તરફ જે તીરંદાજોને નબી સ.અ.વ. એ પાછળની સુરક્ષા માટે બેસાડયા હતાં, તેમણે જયારે જોયું કે દુશ્મન ભાગી નીકળ્યો છે અને ગનીમતનો માલ લૂંટાઈ રહ્યો છે ત્યારે એ લોકો પણ પોતાની જગ્યાઓ છોડીને ગનીમતના માલ તરફ દોડી પડ્યાં. હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈરે તેમને નબી સ.અ.વ.નો તાકીદી હુકમ યાદ દેવડાવ્યો અને રોકવાનો બહુ પ્રયાસ કર્યો પરંતુ થોડાક લોકો સિવાય કોઈ રોકાયું નહીં. આ તકનો લાભ લઈને ખાલિદ બિન વલીદ, જે એ વખતે કાફિરોના લશ્કરના રસાલાની કમાન સંભાળી રહ્યા હતાં, તેમણે તરત જ આનો લાભ ઉઠાવ્યો અને પર્વતનો ચકકર કાપીને બાજુના પહાડી રસ્તામાંથી હુમલો કરી દીધો. અબ્દુલ્લાહ બિન જુબૈર રદિ. કે જેમની સાથે ફકત થોડાક જ માણસો રહી ગયા હતાં, તેમણે આ હુમલાને ખાળવાનો પ્રયાસ કર્યો પરંતુ બચાવ કરી શકયા નહીં અને આ પ્રવાહ એકાએક મુસલમાનો ઉપર તૂટી પડયો. બીજી તરફ જે દુશ્મનો ભાગી ગયા હતાં તેમણે પણ પાછા વળીને હુમલો કરી દીધો. આવી રીતે લડાઈનું પાસું એકદમ ફરી ગયું અને મુસલમાનો આ અણધારેલી પરિસ્થિતિથી એટલા બધા હેરાન-પરેશાન થઈ ગયાં કે એમનો એક મોટો ભાગ વેરવિખેર થઈને ભાગી નીકળ્યો. આમ છતાં, થોડાક બહાદુર સૈનિકો હજુ સુધી મેદાનમાં અડગ હતાં. એટલામાં કયાંકથી એવી અફવા ઉડી કે નબી સ.અ.વ. શહીદ થઈ ગયાં. આ સમાચારના લીધે સહાબીઓના બાકી બચેલા હોશકોશ પણ ઉડી ગયાં અને બચેલા લોકો પણ હિંમત ખોઈ બેઠાં. એ વખતે નબી સ.અ.વ.ની આસપાસ માત્ર દસ-બાર શૂરવીર રક્ષકો રહી ગયા હતાં અને આપ પોતે પણ ઘાયલ થઈ ગયા હતાં. પરાજય પૂર્ણ થવામાં કોઈ કસર બાકી ન હતી પરંતુ અણીના સમયે સહાબીઓને ખબર પડી ગઈ કે નબી સ.અ.વ. જીવિત છે, એટલે તેઓ ચારે તરફથી એકત્ર થઈને આપની આસપાસ ભેગા થઈ ગયાં અને આપને સલામતીપૂર્વક પર્વત તરફ લઈ ગયાં. આ પ્રસંગે આ એક કોયડો એવો છે જે ઉકેલી શકાયો નહીં કે એ કઈ વસ્તુ હતી જેણે મક્કાના કાફિરોને આપમેળે પાછા ફેરવી દીધાં. મુસલમાનો એટલી હદે વિખરાઈ ગયેલા હતાં કે એમનું ફરીથી ભેગાં થઈને વ્યવસ્થિતપણે લડવું મુશ્કેલ હતું. જો કાફિરો એમના વિજયને પૂર્ણતા સુધી પહોંચાડવાનો આગ્રહ રાખત તો તેમની સફળતા દૂર ન હતી. પરંતુ કોણ જાણે કેમ તેઓ પોતે આપમેળે મેદાન છોડીને જતા રહ્યાં.

وَاللّٰهُ وَلِيُّهُمَا ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١٢٢﴾ وَلَقَدْ نَصَرَكُمُ
اللّٰهُ بِبَدْرٍ وَّاَنْتُمْ اَذِلَّةٌ ۚ فَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٢٣﴾
اِذْ تَقُوْلُ لِلْمُؤْمِنِيْنَ اَلَنْ يَّكْفِيَكُمْ اَنْ يُّمِدَّكُمْ رَبُّكُمْ
بِثَلٰثَةِ اٰلٰفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُنْزَلِيْنَ ﴿١٢٤﴾ بَلٰٓى ۙ اِنْ تَصْبِرُوْا وَ
تَتَّقُوْا وَيَاْتُوْكُمْ مِّنْ فَوْرِهِمْ هٰذَا يُمْدِدْكُمْ رَبُّكُمْ بِخَمْسَةِ
اٰلٰفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُسَوِّمِيْنَ ﴿١٢٥﴾ وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى
لَكُمْ وَلِتَطْمَئِنَّ قُلُوْبُكُمْ بِهٖ ؕ وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ

**અલ્લાહ તેમની મદદ માટે હાજર હતો, અને મોમિનોએ અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ, કેમકે આ અગાઉ બદ્રના યુદ્ધમાં અલ્લાહ તમારી મદદ કરી ચૂકયો હતો જો કે એ વખતે તમે ખૂબ કમજોર હતાં. તેથી તમારે અલ્લાહના અપકારી થવાથી બચવું જોઈએ, આશા છે કે હવે તમે આભારી બનશો.**

**યાદ કરો જ્યારે તમે મોમિનોને કહી રહ્યા હતાં ''શું તમારા માટે આ વાત પૂરતી નથી કે અલ્લાહ ત્રણ હજાર ફરિશ્તા ઉતારીને તમારી મદદ કરે ?''[૯૬] — નિઃશંક જો તમે ધૈર્ય રાખો અને ખુદાનો ડર રાખીને કામ કરો તો જે ઘડીએ શત્રુ તમારી ઉપર હુમલો લઈ આવશે એ જ ઘડીએ તમારો માલિક (ત્રણ હજાર નહીં) પાંચ હજાર નિશાનેબાજ ફરિશ્તાઓ વડે તમારી મદદ કરશે. આ વાત તમને અલ્લાહે એટલા માટે જણાવી દીધી છે કે તમે ખુશ થઈ જાઓ અને તમારા દિલો સંતુષ્ટ થઈ જાય. વિજય અને મદદ જે કંઈ છે, અલ્લાહના તરફથી છે**

(૯૫) આ ઈશારો બનૂસલ્મા અને બનૂહારિસાની તરફ છે જેમની હિંમત અબ્દુલ્લાહ બિન ઉબ્બૈ અને તેના સાથીદારોના પાછ જતા રહ્યા પછી ઓસરી ગઈ હતી.

(૯૬) મુસલમાનોએ જયારે જોયું કે એક તરફ દુશ્મન ૩૦૦૦ છે અને અમારા ૧૦૦૦ ના લશ્કરમાંથી પણ ૩૦૦ અલગ થઈ ગયાં છે ત્યારે તેમના દિલ નાહિંમત થવા લાગ્યાં. એ વખતે નબી સ.અ.વ. એ તેમને આ શબ્દો કહ્યા હતાં.

الْعَزِيْزِ الْحَكِيْمِ ﴿١٢٦﴾ لِيَقْطَعَ طَرَفًا مِّنَ الَّذِيْنَ كَفَرُوْٓا اَوْ
يَكْبِتَهُمْ فَيَنْقَلِبُوْا خَآئِبِيْنَ ﴿١٢٧﴾ لَيْسَ لَكَ مِنَ الْاَمْرِ
شَيْءٌ اَوْ يَتُوْبَ عَلَيْهِمْ اَوْ يُعَذِّبَهُمْ فَاِنَّهُمْ ظٰلِمُوْنَ ﴿١٢٨﴾
وَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَ مَا فِي الْاَرْضِ ؕ يَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَ
يُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ وَ اللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٢٩﴾ ع يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَنُوْا لَا تَاْكُلُوا الرِّبٰوٓا اَضْعَافًا مُّضٰعَفَةً ۪ وَّ اتَّقُوا اللّٰهَ

રુકૂઅ ૧૩

જે ઘણો જોરાવર અને ડહાપણવાળો છે. (અને આ મદદ તે તમને એટલા માટે આપશે) કે જેથી કુફ્રના રસ્તે ચાલનારાઓની એક પાંખ કાપી નાખે, અથવા તેમને એવો અપમાનજનક પરાજ્ય આપે કે તેઓ નિષ્ફળતા સાથે પરાસ્ત થઈ જાય.

(હે પયગમ્બર) ફેંસલાના અધિકારમાં તમારો કોઈ હિસ્સો નથી, અલ્લાહને અધિકાર છે ચાહે તેમને માફ કરે, ચાહે સજા આપે કારણ કે તેઓ જુલમી છે. આકાશો અને ધરતીમાં જે કંઈ છે તેનો માલિક અલ્લાહ છે, જેને ઈચ્છે માફી બક્ષે અને જેને ઈચ્છે સજા આપે, તે માફ કરનાર અને દયાળુ છે.[૯૭] (રુકૂઅ-૧૩)

હે લોકો જે ઈમાન લાવ્યાં છો, આ વધતું અને ચડતું વ્યાજ ખાવાનું છોડી દો[૯૮] અને અલ્લાહથી ડરો,

(૯૭) નબી સ.અ.વ. જયારે ઘાયલ થયાં ત્યારે આપના મોઢેથી જ કાફિરો માટે આ બદદુઆ નીકળી ગઈ અને આપે કહ્યું કે, ''એ કોમ કઈ રીતે સફળતા પામી શકે જે પોતાના નબીને ઘાયલ કરે.'' આ આયતો એના જ જવાબમાં ઊતરી છે.

(૯૮) ઉહુદના પરાજયનું મોટું કારણ આ હતું કે મુસલમાનો બરાબર સફળતાના આરે હતાં ત્યારે માલની લાલચમાં આવી ગયાં અને પોતાના કામને પૂર્ણતાની કક્ષાએ પહોંચાડવાના બદલે ગનીમતનો માલ લૂંટવામાં લાગી ગયાં. એટલા માટે ખુદાઆતાલાએ આ સ્થિતિની સુધારણા માટે પૈસાની લાલચના સ્રોત ઉપર બંધ બાંધવાનું જરૂરી માન્યું અને હુકમ આપ્યો કે વ્યાજખોરી ત્યજી દો, જેમાં માણસ રાત-દિવસ પોતાના નફાની વૃદ્ધિનો હિસાબ લગાવતો રહે છે અને જેના કારણે માણસની અંદર રૂપિયાની લાલસા બેહદ પણ વધતી જ જાય છે.

لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿۱۳۰﴾ وَاتَّقُوا النَّارَ الَّتِيْٓ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ﴿۱۳۱﴾
وَاَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۱۳۲﴾ وَسَارِعُوْٓا
اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا السَّمٰوٰتُ
وَالْاَرْضُ ۙ اُعِدَّتْ لِلْمُتَّقِيْنَ ﴿۱۳۳﴾ الَّذِيْنَ يُنْفِقُوْنَ فِي
السَّرَّآءِ وَالضَّرَّآءِ وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ
النَّاسِ ۭ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿۱۳۴﴾ وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا

**આશા છે કે સફળતા પામશો. એ આગથી બચો જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે અને અલ્લાહ અને પયગમ્બરની આજ્ઞામાની લો, આશા છે કે તમારી ઉપર દયા કરવામાં આવશે. દોડીને ચાલો એ માર્ગ ઉપર જે તમારા માલિકની ક્ષમા અને એ જન્નત તરફ જાય છે જેની વિશાળતા ધરતી અને આકાશો જેવી છે, અને તે એ અલ્લાહથી ડરનારા લોકો માટે તૈયાર કરવામાં આવી છે જે દરેક સ્થિતિમાં તેમનો માલ ખર્ચ કરે છે, ચાહે ખરાબ હાલતમાં હોય કે સારી હાલતમાં, જે ગુસ્સાને પી જાય છે અને બીજાંના ગુના માફ કરી દે છે — આવા સદાચારી લોકો અલ્લાહને બહુ પ્રિય છે[૯૯] — અને જેમની હાલત આવી છે કે જો કયારેય કોઈ નિર્લજ્જ કામ**

(૯૯) જે સમાજમાં વ્યાજખોરી હોય છે તેમાં વ્યાજખોરીના કારણે બે પ્રકારના નૈતિક રોગો ઉત્પન્ન થાય છે. વ્યાજ લેનારા લોકોમાં લોભ અને લાલચ, કંજૂસાઈ અને સ્વાર્થીપણું, અને વ્યાજ આપનારા લોકોમાં ધૃણા, રોષ અને દુશ્મનાવટ તથા અદેખાઈ. ઉહૂદના પરાજયમાં આ બંને પ્રકારના રોગોનો કંઈકને કંઈક હિસ્સો સામેલ હતો. અલ્લાહતઆલા મુસલમાનોને જણાવે છે કે વ્યાજખોરીથી પક્ષકારોમાં જે નૈતિક ગુણો પેદા થાય છે તેનાથી તદ્દન વિરૂદ્ધ પ્રકારના ગુણો અલ્લાહની રાહમાં ખર્ચ કરવાના કારણે પેદા થતાં હોય છે, અને અલ્લાહની માફી અને તેની જન્નત આ જ બીજા પ્રકારના ગુણોથી પ્રાપ્ત થઈ શકે છે, નહીં કે પહેલા પ્રકારના ગુણોથી. (વધુ સમજૂતી માટે જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૩૨૦)

فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا لِذُنُوْبِهِمْ ۪
وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ ۫ۗ وَلَمْ يُصِرُّوْا عَلٰى مَا فَعَلُوْا
وَهُمْ يَعْلَمُوْنَ ﴿۱۳۵﴾ اُولٰٓئِكَ جَزَآؤُهُمْ مَّغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ
وَجَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَنِعْمَ
اَجْرُ الْعٰمِلِيْنَ ﴿۱۳۶﴾ؕ قَدْ خَلَتْ مِنْ قَبْلِكُمْ سُنَنٌ ۙ فَسِيْرُوْا
فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿۱۳۷﴾
هٰذَا بَيَانٌ لِّلنَّاسِ وَهُدًى وَّمَوْعِظَةٌ لِّلْمُتَّقِيْنَ ﴿۱۳۸﴾ وَلَا
تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۳۹﴾ اِنْ

તેમના હાથે થઈ જાય છે અથવા કોઈ ગુનાનું આચરણ કરીને પોતાની ઉપર અત્યાચાર કરી બેસે છે તેની સાથે જ અલ્લાહ તેમને યાદ આવી જાય છે અને તેની પાસે તેઓ તેમના ગુનાઓની માફી માગે છે — કેમકે અલ્લાહ સિવાય બીજો કોણ છે જે ગુના માફ કરી શકતો હોય — અને તેઓ જાણેલા સમજવા છતાં પોતાની કરણી માટે દુરાગ્રહ કરતાં નથી. આવા લોકોનો બદલો તેમના માલિકની પાસે આ છે કે તે તેમને માફ કરી દેશે અને એવા બાગોમાં તેમને દાખલ કરશે જેમની નીચે નદીઓ વહેતી હશે અને ત્યાં તેઓ હંમેશાં રહેશે. કેવો સરસ બદલો છે સદ્‌કાર્યો કરનારાઓ માટે ! તમારી પહેલાં ઘણાં યુગો પસાર થઈ ગયેલાં છે, ધરતી ઉપર હરીફરીને જોઈ લો કે એ લોકોનો શો અંજામ આવ્યો જેમણે (અલ્લાહના હુકમો અને આદેશોને) ખોટાં ઠેરવ્યાં. લોકો માટે આ એક સ્પષ્ટ અને ખુલ્લી ચેતવણી છે અને જે અલ્લાહથી ડરતાં હોય તેમના માટે માર્ગદર્શન અને શિખામણ.

નાસીપાસ ન થાઓ, દુઃખી ન થાઓ, તમે જ વિજયી રહેશો જો તમે મોમિન હોવ. અત્યારે જો

يَّمۡسَسۡكُمۡ قَرۡحٌ فَقَدۡ مَسَّ الۡقَوۡمَ قَرۡحٌ مِّثۡلُهٗ ؕ وَتِلۡكَ الۡاَيَّامُ
نُدَاوِلُهَا بَيۡنَ النَّاسِ ۚ وَلِيَعۡلَمَ اللّٰهُ الَّذِيۡنَ اٰمَنُوۡا وَيَتَّخِذَ
مِنۡكُمۡ شُهَدَآءَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الظّٰلِمِيۡنَ ۙ ﴿۱۴۰﴾ وَلِيُمَحِّصَ اللّٰهُ
الَّذِيۡنَ اٰمَنُوۡا وَيَمۡحَقَ الۡكٰفِرِيۡنَ ﴿۱۴۱﴾ اَمۡ حَسِبۡتُمۡ اَنۡ تَدۡخُلُوا
الۡجَنَّةَ وَلَمَّا يَعۡلَمِ اللّٰهُ الَّذِيۡنَ جٰهَدُوۡا مِنۡكُمۡ وَيَعۡلَمَ
الصّٰبِرِيۡنَ ﴿۱۴۲﴾ وَلَقَدۡ كُنۡتُمۡ تَمَنَّوۡنَ الۡمَوۡتَ مِنۡ قَبۡلِ

---

**તમને ઘા વાગ્યો છે તો આ અગાઉ આવો જ ઘા તમારા વિરોધી પક્ષને પણ વાગી ગયેલો છે.[૧૦૦] આ તો જમાનાની ચડતી-પડતી છે જેમને અમે લોકોની વચ્ચે ફેરવ્યાં કરીએ છીએ. તમારી ઉપર આ સમય એટલા માટે લાવવામાં આવ્યો કે અલ્લાહ જોવા માગતો હતો કે તમારામાંથી સાચા મોમિન કોણ છે, અને એ લોકોને વીણી કાઢવા માગતો હતો જે હકીકતમાં (સત્યના) સાક્ષી હોય[૧૦૧] — કેમકે અત્યાચારી લોકો અલ્લાહને પસંદ નથી — અને તે આ અજમાયશ દ્વારા મોમિનોને અલગ તારવીને કાફિરોને કચડી નાખવા માગતો હતો. શું તમે એમ માની લીધું છે કે આમ જ જન્નતમાં જતાં રહેશો જો કે અલ્લાહે હજુ એ તો જોયું જ નથી કે તમારામાંથી કોણ એવાં છે જે તેના માર્ગમાં મરવા માટે તૈયાર તથા તેની ખાતર ધીરજ રાખનાર છે. તમે તો મોતની તમન્નાઓ કરી રહ્યા હતાં! પરંતુ આ એ વખતની વાત હતી જ્યારે**

---

(૧૦૦) અહીં ઈશારો બદ્રની લડાઈ તરફ છે અને કહેવાનો આશય આ છે કે જ્યારે એ ઘાને સહન કરીને કાફિરો હતાશ ન થયાં તો આ ઘા ખાઈને તમે શા માટે નાહિંમત થાઓ.

(૧૦૧) આયતમાં وَيَتَّخِذَ مِنۡكُمۡ شُهَدَآءَ શબ્દો છે. આનો એક અર્થ તો આ છે કે તમારામાંથી કેટલાક શહીદ લેવા માગતો હતો, એટલે કે અમુક લોકોને શહાદતનું બહુમાન બક્ષવા માગતો હતો, અને બીજો અર્થ આ છે કે ઈમાનવાળા અને નબીઓના એ મિશ્ર જૂથ, કે જેનાથી તમે બનેલાં છો, તેમાંથી એ લોકોને અલગ તારવી લેવા માગતો હતો જે ખરેખર شُهَدَآءَ عَلَى النَّاسِ છે, એટલે કે એ ઉચ્ચ પદને પાત્ર છે જેની ઉપર અમે ઉમ્મતે મુસ્લિમાને બેસાડી છે.




أَنْ تَلْقَوْهُ ۖ فَقَدْ رَأَيْتُمُوهُ وَأَنْتُمْ تَنْظُرُونَ ۝١٤٣ ع وَمَا
مُحَمَّدٌ إِلَّا رَسُولٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ط أَفَإِنْ
مَاتَ أَوْ قُتِلَ انْقَلَبْتُمْ عَلَىٰ أَعْقَابِكُمْ ط وَمَنْ يَنْقَلِبْ عَلَىٰ
عَقِبَيْهِ فَلَنْ يَضُرَّ اللَّهَ شَيْئًا ط وَسَيَجْزِي اللَّهُ الشَّاكِرِينَ ۝١٤٤
وَمَا كَانَ لِنَفْسٍ أَنْ تَمُوتَ إِلَّا بِإِذْنِ اللَّهِ كِتَابًا مُؤَجَّلًا ط

---

**મોત સામે આવ્યું ન હતું, લો હવે તે તમારી સામે આવી ગયું અને તમે તેને નજરે જોઈ લીધું.[૧૦૨] (રુકૂઅ-૧૪)**

**મુહમ્મદ આના સિવાય કંઈ નથી કે માત્ર એક પયગમ્બર છે. તેમની પહેલાં બીજા પયગમ્બરો પણ થઈ ગયેલાં છે, પછી શું જો તેઓ અવસાન પામે અથવા કતલ કરી નાખવામાં આવે ત્યારે તમે લોકો તરત પાછા[૧૦૩] ફરી જશો ? યાદ રાખો, જે પાછો ફરશે તે અલ્લાહનું કંઈ બગાડશે નહીં, અલબત્ત, જે અલ્લાહના આભારી બંદા બનીને રહેશે તેમને તે તેનો બદલો આપશે.**

**કોઈ જીવધારી અલ્લાહના હુકમ વિના નથી મરી શકતો. મોતનો સમય તો લખાયેલો છે.[૧૦૪]**

---

(૧૦૨) અહીં ઈશારો શહાદતની એ તમન્ના કરનારા લોકો તરફ છે જેમના આગ્રહના કારણે નબી સ.વ.અ. એ મદીનાથી બહાર નીકળીને લડવાનો નિર્ણય લીધો હતો.

(૧૦૩) જયારે નબી સ.અ.વ.ની શહાદતની ખબર ફેલાઈ ત્યારે તો મોટાભાગના સહાબીઓ હિંમત હારી બેઠાં. આવી હાલતમાં દંભીઓએ (જે મુસલમાનોની સાથે જોડાયેલા હતાં) કહેવા માંડ્યું કે, અબ્દુલ્લાહ બિન ઉબ્બૈ પાસે જઈએ જેથી તે આપણા માટે અબૂ સુફયાન પાસેથી સલામતી મેળવી આપે. અને અમુક લોકોએ તો અહીં સુધી કહી નાખ્યું કે, જો મુહમ્મદ ખુદાના રસૂલ હોત તો કેવી રીતે માર્યા જાત, ચાલો હવે બાપદાદાના ધર્મ તરફ પાછા વળી જઈએ. આ જ બાબતોના જવાબમાં કહેવામાં આવી રહ્યું છે કે, જો તમારી ''સત્યનિષ્ઠા'' માત્ર મુહમ્મદના વ્યક્તિત્ત્વ સાથે જોડાયેલી હોય અને તમારો ઈસ્લામ આવા નબળા પાયા ઉપર હોય કે મુહમ્મદના દુનિયામાંથી વિદાય થવાની સાથે જ તમે એ જ કુફ્રની તરફ પાછા ફરી જાઓ, જેમાંથી નીકળીને આવ્યા હતાં, તો અલ્લાહના દીનને તમારી કોઈ જરૂર નથી.

(૧૦૪) આના વડે મુસલમાનોને એ વાત સમજાવવાનો આશય છે કે મોતના ડરથી તમારૂં નાસી જવું નિરર્થક છે. કોઈપણ માણસ ન તો અલ્લાહના નક્કી કરેલા સમય પહેલાં મરી શકે છે અને ન તો ત્યારપછી જીવી જ શકે છે. એટલા માટે તમને ચિંતા મોતથી બચવાની નહીં બલ્કે એ વાતની થવી જોઈએ કે જીવનની જે મહેતલ

وَمَنْ يُّرِدْ ثَوَابَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا ۚ وَمَنْ يُّرِدْ ثَوَابَ الْاٰخِرَةِ نُؤْتِهٖ مِنْهَا ؕ وَسَنَجْزِى الشّٰكِرِيْنَ ﴿١٤٥﴾ وَكَاَيِّنْ مِّنْ نَّبِيٍّ قٰتَلَ ۙ مَعَهٗ رِبِّيُّوْنَ كَثِيْرٌ ۚ فَمَا وَهَنُوْا لِمَآ اَصَابَهُمْ فِىْ

**જે માણસ દુનિયાનો બદલો મેળવવાના ઈરાદાથી કામ કરશે તેને અમે દુનિયામાંથી જ આપીશું, અને જે આખિરતના[૧૦૫] બદલાના ઈરાદાથી કામ કરશે તે આખિરતનો બદલો પામશે અને આભાર[૧૦૬] માનનારા લોકોને અમે તેમનો બદલો જરૂર એનાયત કરીશું. આ પહેલાં કેટલાય નબી એવા થઈ ગયાં છે જેમની સાથે જોડાઈને ઘણાં ખુદાના વફાદારોએ લડાઈ કરી. અલ્લાહના માર્ગમાં જે મુસીબતો તેમની ઉપર આવી તેનાથી તેઓ**

પણ તમને મળેલી છે તેમાં તમારા પ્રયાસોનો ધ્યેય શું છે, દુનિયા કે આખિરત?

(૧૦૫) સવાબનો અર્થ છે કામનું પરિણામ. દુનિયાના સવાબનો અર્થ એ ફાયદા અને નફા છે જે માણસને તેના પ્રયાસોના પરિણામે આ જ દુનિયાના જીવનમાં મળી જાય. અને આખિરતના સવાબનો અર્થ એ ફાયદા અને નફા છે જે આ જ પ્રયાસોના પરિણામરૂપે આખિરતના શાશ્વત જીવનમાં પ્રાપ્ત થશે. ઈસ્લામના દ્રષ્ટિકોણથી માનવીય નૈતિકતાની બાબતમાં નિર્ણાયક પ્રશ્ન આ જ છે કે દુનિયાના રણક્ષેત્રમાં માણસ જે દોડધામ કરી રહ્યો છે તેમાં શું તે દુનિયાના પરિણામો ઉપર નજર રાખે છે કે આખિરતના પરિણામો ઉપર.

(૧૦૬) "આભાર માનનારા" નો અર્થ એ લોકો છે જે અલ્લાહની આ નિયામતની કદર કરનારા હોય કે તેણે દીનનું સાચું શિક્ષણ આપીને તેમને દુનિયા અને તેના સીમિત જીવન કરતાં ઘણી જ વધારે વિસ્તૃત અને અસીમ દુનિયાની જાણકારી આપી, અને તેમને એ હકીકતથી આગાહ કરી દીધાં કે માનવીના પ્રયાસોના પરિણામો માત્ર આ દુનિયાના થોડાક વર્ષોના જીવન સુધી સીમિત નથી બલ્કે આ જીવન પછી એક બીજી દુનિયા સુધી તેમનો સિલસિલો લંબાય છે. આ વિશાળ દ્રષ્ટિ અને દૂરંદેશી તથા પરિણામની આગાહી મળી ગયા પછી જે માણસ તેના પ્રયત્નો અને મહેનતોને આ દુનિયાના જીવનના આરંભિક તબક્કામાં ફળદ્રુપ થતાં ન જુએ, અથવા આનાથી ઊલટા જ પરિણામો આવતાં જુએ, અને તેમ છતાં અલ્લાહના ભરોસે તે કામ કરતો જાય જેના વિષે અલ્લાહે તેને ખાતરી આપી છે કે, ચોકકસપણે આખિરતમાં તેનું પરિણામ સારૂં જ આવશે, તે આભારી બંદો છે. આનાથી ઊલટું, જે લોકો આના પછી પણ ભૌતિકવાદની સંકુચિત દ્રષ્ટિ ધરાવે, જેમની હાલત એવી હોય કે દુનિયામાં ખોટા પ્રયાસોના પરિણામો બાહ્ય રીતે સારા આવતાં જણાય, તેમની તરફ તેઓ આખિરતના ખરાબ પરિણામોની દરકાર કર્યા વિના ઝૂકી પડે, અને જે સાચા પ્રયાસોની સફળતા અહીં દેખાતી ન હોય, અથવા જેના કારણે અહીં નુકસાન થવાનો ભય હોય, તેમાં આખિરતના સારા પરિણામોની આશાએ પોતાનો સમય, પોતાનો માલ અને પોતાની શક્તિઓ ખર્ચવા માટે તૈયાર ન હોય, તેઓ અપકારી છે, અને એ જ્ઞાનની નાકદર કરનારા લોકો છે જે અલ્લાહે તેમને બક્ષેલું છે.

سَبِيْلِ اللّٰهِ وَمَا ضَعُفُوْا وَمَا اسْتَكَانُوْا ؕ وَاللّٰهُ يُحِبُّ الصّٰبِرِيْنَ ﴿١٤٦﴾
وَمَا كَانَ قَوْلَهُمْ اِلَّاۤ اَنْ قَالُوْا رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَ
اِسْرَافَنَا فِيْۤ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ
الْكٰفِرِيْنَ ﴿١٤٧﴾ فَاٰتٰىهُمُ اللّٰهُ ثَوَابَ الدُّنْيَا وَحُسْنَ ثَوَابِ الْاٰخِرَةِ ؕ
وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٤٨﴾ ع يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تُطِيْعُوا
الَّذِيْنَ كَفَرُوْا يَرُدُّوْكُمْ عَلٰۤى اَعْقَابِكُمْ فَتَنْقَلِبُوْا خٰسِرِيْنَ ﴿١٤٩﴾

રુકૂઅ ૧૫

**નાસીપાસ ન થયાં, તેમણે કમજોરી ન દેખાડી, તેઓ અસત્યની સામે નમ્યાં નહીં.[૧૦૭] આવાં જ ધૈર્યવાન લોકોને અલ્લાહ પસંદ કરે છે. તેમની દુઆ ફકત આ જ હતી કે 'હે અમારા માલિક, અમારી ભૂલો અને ખામીઓ પ્રત્યે દરગુજર કર, અમારા કામમાં તારી હદોનું જે કંઈ ઉલ્લંઘન થઈ ગયું હોય તેને માફ કરી દે, અમારા પગ મજબૂત જમાવી દે અને કાફિરોની સામે અમારી મદદ કર.'' અંતમાં અલ્લાહે તેમને દુનિયાનો બદલો પણ આપ્યો અને તેનાથી સારો આખિરતનો બદલો પણ એનાયત કર્યો. અલ્લાહને આવા જ સદાચારી લોકો પસંદ છે. (રુકૂઅ-૧૫)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જો તમે એ લોકોની ઇચ્છા પ્રમાણે ચાલશો જેમણે કુફ્રનો માર્ગ અપનાવ્યો છે તો તેઓ તમને પાછા ફેરવી લઈ જશે[૧૦૮] અને તમે નિષ્ફળ થઈ જશો.**

(૧૦૭) એટલે કે તેમની અલ્પ સંખ્યા, ટાંચાં સાધનો અને કાફિરોની મોટી સંખ્યા તથા જોરાવરપણું જોઈને તેમણે અસત્યવાદીઓની સામે હથિયાર હેઠા મૂકયાં નહીં.

(૧૦૮) એટલે કે જે કુફ્રની હાલતમાંથી તમે નીકળીને આવ્યાં છો તેમાં આ તમને પાછા લઈ જશે. દંભીઓ અને યહૂદીઓ ઉહુદના પરાજય પછી મુસલમાનોની અંદર એવી ભ્રમણા ફેલાવવાનો પ્રયાસ કરી રહ્યા હતાં કે મુહમ્મદ જો ખરેખર નબી હોત તો પરાજય કેમ પામત. આ તો એક સાધારણ માણસ છે, એમનો મામલો પણ બીજા માણસો જેવો જ છે. આજે વિજય છે તો કાલે પરાજય. ખુદાની જે હિમાયત અને મદદનો તેમણે તમને વિશ્વાસ અપાવેલો છે તે માત્ર એક ઢોંગ છે.

بَلِ اللّٰهُ مَوْلٰىكُمْ ۚ وَهُوَ خَيْرُ النّٰصِرِيْنَ ﴿١٥٠﴾ سَنُلْقِيْ فِيْ قُلُوْبِ
الَّذِيْنَ كَفَرُوا الرُّعْبَ بِمَآ اَشْرَكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا ۚ
وَمَاْوٰىهُمُ النَّارُ ۭ وَبِئْسَ مَثْوَى الظّٰلِمِيْنَ ﴿١٥١﴾ وَلَقَدْ
صَدَقَكُمُ اللّٰهُ وَعْدَهٗٓ اِذْ تَحُسُّوْنَهُمْ بِاِذْنِهٖ ۚ حَتّٰٓى اِذَا
فَشِلْتُمْ وَتَنَازَعْتُمْ فِي الْاَمْرِ وَعَصَيْتُمْ مِّنْۢ بَعْدِ مَآ اَرٰىكُمْ
مَّا تُحِبُّوْنَ ۭ مِنْكُمْ مَّنْ يُّرِيْدُ الدُّنْيَا وَمِنْكُمْ مَّنْ
يُّرِيْدُ الْاٰخِرَةَ ۚ ثُمَّ صَرَفَكُمْ عَنْهُمْ لِيَبْتَلِيَكُمْ ۚ وَلَقَدْ عَفَا

(તેમની વાતો ખોટી છે) હકીકત આ છે કે અલ્લાહ તમારો હિમાયતી અને મદદગાર છે અને તે ઉત્તમ મદદ કરનાર છે. ટૂંક સમયમાં જ એ સમય આવવાનો છે જ્યારે અમે સત્યનો ઈનકાર કરનારાઓના દિલોમાં ધાક બેસાડી દઈશું, એટલા માટે કે તેમણે અલ્લાહની સાથે તેમને ખુદાઈમાં ભાગીદાર ઠેરવ્યાં છે જેમના ભાગીદાર હોવા માટે અલ્લાહે કોઈ સનદ ઉતારી નથી. તેમનું ઠેકાણું જહન્નમ છે અને ઘણું જ ખરાબ છે એ રહેઠાણ જે એ અત્યાચારીઓને મળશે.

અલ્લાહે (હિમાયત અને મદદનો) જે વાયદો તમારી સાથે કર્યો હતો તે તો તેણે પૂરો કરી દીધો. શરૂઆતમાં તેના હુકમથી તમે જ તેમને કતલ કરી રહ્યા હતાં. પરંતુ જ્યારે તમે નબળાઈ દેખાડી અને તમારા કામમાં અંદરોઅંદર મતભેદ કર્યો અને અલ્લાહે જેવી તમને તે વસ્તુ દેખાડી જેના મોહમાં તમે પડેલા હતાં (અર્થાત્ ગનીમતનો માલ) તમે તમારા નાયકના હુકમનો ઉલ્લંઘન કરી બેઠાં — એટલા માટે કે તમારામાંથી કેટલાક દુનિયાનાં ચાહનારા હતાં અને કેટલાક આખિરતની ઈચ્છા ધરાવતા હતાં — ત્યારે અલ્લાહે તમને કાફિરોના મુકાબલામાં પાછા હટાવી દીધાં જેથી તમારી અજમાયશ કરે અને હકીકત આ છે કે અલ્લાહે તો પણ

عَنْكُمْ ۗ وَاللّٰهُ ذُوْ فَضْلٍ عَلَى الْمُؤْمِنِيْنَ ﴿١٥٢﴾ اِذْ تُصْعِدُوْنَ وَلَا
تَلْوٗنَ عَلٰۤى اَحَدٍ وَّالرَّسُوْلُ يَدْعُوْكُمْ فِىْۤ اُخْرٰىكُمْ فَاَثَابَكُمْ
غَمًّۢا بِغَمٍّ لِّكَيْلَا تَحْزَنُوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا مَاۤ اَصَابَكُمْ ۗ وَاللّٰهُ
خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٥٣﴾ ثُمَّ اَنْزَلَ عَلَيْكُمْ مِّنْۢ بَعْدِ الْغَمِّ اَمَنَةً

**તમને માફ કરી[૧૦૯] દીધાં કેમકે મોમિનો ઉપર અલ્લાહ ઘણી કૃપાદ્રષ્ટિ ધરાવે છે.**

**યાદ કરો જ્યારે તમે નાસતા જઈ રહ્યા હતાં, કોઈની તરફ પાછા વળીને જોવા સુદ્ધાંનું ભાન તમને ન હતું, અને પયગમ્બર તમારી પાછળ તમને પોકારી[૧૧૦] રહ્યો હતો. એ વખતે તમારા આ વર્તનનો બદલો અલ્લાહે તમને આ આપ્યો કે તમને દુઃખ ઉપર દુઃખ[૧૧૧] આપ્યાં કે જેથી ભવિષ્ય માટે તમને આ બોધપાઠ મળે કે જે કંઈ તમારા હાથમાંથી જતું રહે અથવા જે મુસીબત તમારી ઉપર ઊતરે તેના માટે દુઃખી ન થાઓ. અલ્લાહ તમારા બધાં જ કાર્યોથી વાકેફ છે.**

**આ દુઃખ પછી અલ્લાહે તમારામાંથી કેટલાક લોકો ઉપર એવી શાંતિની હાલત ઉતારી દીધી**

(૧૦૯) એટલે કે તમે ભૂલ તો એવી કરી હતી કે અલ્લાહ તમને જો માફ ન કરી દેત તો એ વખતે તમારા મૂળ ઉખડી જાત. આ તો અલ્લાહની કૃપા હતી, અને તેની મદદ અને હિમાયત હતી, જેના કારણે તમારો શત્રુ તમારી ઉપર કાબૂ મેળવ્યા પછી હોશકોશ ગુમાવી બેઠો અને કોઈપણ કારણ વિના જાતે જ પરાજિત થઈને જતો રહ્યો.

(૧૧૦) જયારે મુસલમાનો ઉપર અચાનક બે તરફથી એકીસાથે હુમલો થયો અને તેમની હરોળોમાં નાસભાગ મચી ગઈ ત્યારે કેટલાક લોકો મદીના તરફ ભાગી નીકળ્યાં અને કેટલાક લોકો ઉહુદ ઉપર ચઢી ગયાં, પરંતુ નબી સ.અ.વ. પોતાની જગ્યાએથી એક ઈંચ પણ ખસ્યા નહીં. ચારે તરફ દુશ્મનોના ટોળેટોળાં હતાં. દસ-બાર માણસોનું નાનકડું જૂથ તેમની પાસે રહી ગયું હતું, પરંતુ અલ્લાહનો રસૂલ આવા નાજુક સમયે પણ પહાડની જેમ પોતાની જગ્યાએ અડગ હતો અને ભાગી રહેલાં લોકોને પોકારી રહ્યો હતો. اِلَیَّ عِبَادَ اللّٰہِ اِلَیَّ عِبَادَ اللّٰہِ "અલ્લાહના બંદા મારી તરફ આવો, અલ્લાહના બંદા મારી તરફ આવો."

(૧૧૧) દુઃખ પરાજયનું, દુઃખ એ ખબરનું કે નબી સ.અ.વ. શહીદ થઈ ગયાં, દુઃખ માર્યા ગયેલાં અને ઘાયલ થયેલા સંખ્યાબંધ લોકોનું, દુઃખ એ વાતનું કે હવે ઘરોની પણ ખબર નથી, ૩૦૦૦ શત્રુઓ, જેમની સંખ્યા મદીનાની કુલ વસ્તી કરતાં પણ વધારે છે, પરાજિત સેનાને કચડીને શહેરમાં ઘૂસી આવશે અને બધાંને તબાહ કરી દેશે.

نُّعَاسًا يَّغْشٰى طَآئِفَةً مِّنْكُمْ ۙ وَ طَآئِفَةٌ قَدْ اَهَمَّتْهُمْ اَنْفُسُهُمْ
يَظُنُّوْنَ بِاللّٰهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ ؕ يَقُوْلُوْنَ هَلْ لَّنَا
مِنَ الْاَمْرِ مِنْ شَيْءٍ ؕ قُلْ اِنَّ الْاَمْرَ كُلَّهٗ لِلّٰهِ ؕ يُخْفُوْنَ فِيْۤ
اَنْفُسِهِمْ مَّا لَا يُبْدُوْنَ لَكَ ؕ يَقُوْلُوْنَ لَوْ كَانَ لَنَا مِنَ الْاَمْرِ
شَيْءٌ مَّا قُتِلْنَا هٰهُنَا ؕ قُلْ لَّوْ كُنْتُمْ فِيْ بُيُوْتِكُمْ لَبَرَزَ الَّذِيْنَ
كُتِبَ عَلَيْهِمُ الْقَتْلُ اِلٰى مَضَاجِعِهِمْ ۚ وَ لِيَبْتَلِيَ اللّٰهُ مَا فِيْ

કે તેઓ ઝોકા ખાવા લાગ્યાં.[૧૧૨] પરંતુ એક બીજું જૂથ, જેના માટે સઘળું મહત્ત્વ પોતાના લાભનું જ હતું, અલ્લાહ વિષે જાત જાતના અજ્ઞાનતાપૂર્ણ અનુમાનો કરવા લાગ્યું જે સત્યથી તદ્દન વિરૂદ્ધ હતાં. આ લોકો હવે કહે છે કે ‘‘આ કામના સંચાલનમાં અમારો પણ કોઈ હિસ્સો છે ?’’ આમને કહો, ‘‘(કોઈનો કોઈ હિસ્સો નથી) આ કામની તમામ સત્તાઓ અલ્લાહના હાથમાં છે.’’ હકીકતમાં આ લોકોએ તેમના દિલોમાં જે વાત છુપાવી રાખી છે તેને તમારી ઉપર જાહેર કરતાં નથી. તેમનો ખરેખર મતલબ આ છે કે, ‘‘જો (નેતૃત્વના) અધિકારોમાં અમારો કોઈ હિસ્સો હોત તો અહીં અમે માર્યા ન જાત.’’ તેમને કહી દો કે ‘‘જો તમે તમારા ઘરોમાં પણ હોત તો જે લોકોનું મોત લખાયેલું હતું તેઓ જાતે તેમના કતલના સ્થળો તરફ નીકળી આવત.’’ અને આ મામલો જે બન્યો, આ તો એટલા માટે હતો કે જે કંઈ તમારા દિલોમાં છુપાયેલું છે અલ્લાહ

(૧૧૨) આ એક વિચિત્ર અનુભવ હતો જે તે વખતે ઇસ્લામી લશ્કરના અમુક લોકોને થયો. હઝરત અબૂતલ્હા રદિ., જે આ લડાઈમાં સામેલ હતાં, તેઓ પોતે કહે છે કે એ સ્થિતિમાં અમારી ઉપર એવું ઘેન છવાઈ રહ્યું હતું કે તલવારો હાથમાંથી છૂટી પડતી હતી.

صُدُوْرِكُمْ وَ لِيُمَحِّصَ مَا فِيْ قُلُوْبِكُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿١٥٤﴾ اِنَّ الَّذِيْنَ تَوَلَّوْا مِنْكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ ۙ
اِنَّمَا اسْتَزَلَّهُمُ الشَّيْطٰنُ بِبَعْضِ مَا كَسَبُوْا ۚ وَ لَقَدْ عَفَا
اللّٰهُ عَنْهُمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ حَلِيْمٌ ﴿١٥٥﴾ ع يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا
لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ كَفَرُوْا وَ قَالُوْا لِاِخْوَانِهِمْ اِذَا ضَرَبُوْا
فِي الْاَرْضِ اَوْ كَانُوْا غُزًّى لَّوْ كَانُوْا عِنْدَنَا مَا مَاتُوْا وَ مَا
قُتِلُوْا ۚ لِيَجْعَلَ اللّٰهُ ذٰلِكَ حَسْرَةً فِيْ قُلُوْبِهِمْ ؕ وَاللّٰهُ يُحْيٖ وَ




તેને અજમાવી લે અને જે ખોટ તમારા દિલોમાં છે તેને દૂર કરી દે, અલ્લાહ દિલોની વાતો સારી રીતે જાણે છે.

તમારામાંથી જે લોકો મુકાબલાના દિવસે પૂંઠ ફેરવી ગયા હતાં તેમની આ ચૂકનું કારણ આ હતું કે તેમની કેટલીક નબળાઈઓના કારણે શૈતાને તેમના પગ ડગાવી દીધા હતાં. અલ્લાહે તેમને માફ કરી દીધાં, અલ્લાહ મોટો દરગુજર કરનાર અને સહનશીલ છે. (રુકૂઅ-૧૬)

હે લોકો જે ઈમાન લાવ્યાં છો, કાફિરો જેવી વાતો ન કરો જેમના સગા-વહાલા જો કયારેક મુસાફરીમાં જાય છે અથવા યુદ્ધમાં ભાગ લે છે (અને ત્યાં કોઈ અકસ્માતનો ભોગ બને છે) ત્યારે તેઓ કહે છે કે જો તેઓ અમારી પાસે હોત તો ન તો માર્યા જાત, ન તો કતલ કરવામાં આવત. અલ્લાહ આ પ્રકારની વાતોને તેમના દિલોમાં અફસોસ અને દુઃખનું કારણ બનાવી દે છે,[૧૧૩] નહીં તો, હકીકતમાં મારનાર અને જીવાડનાર તો અલ્લાહ જ છે

(૧૧૩) એટલે કે આ વાતો હકીકત ઉપર આધારિત નથી. હકીકત તો આ છે કે ખુદાઈ ફેંસલા કોઈના ટાળે ટાળી શકાતાં નથી પરંતુ જે લોકો અલ્લાહ ઉપર ઈમાન ધરાવતાં નથી અને બધું જ પોતાના ઉપાયો ઉપર જ અવલંબિત માને છે તેમના માટે આ પ્રકારની ધારણાઓ અફસોસજનક બનીને રહી જાય છે અને તેઓ નિરાશ થઈ જાય છે કે, અફસોસ, આમ થયું હોત તો આમ થઈ જાત.

يُمِيْتُ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۱۵۶﴾ وَلَئِنْ قُتِلْتُمْ فِيْ
سَبِيْلِ اللّٰهِ اَوْ مُتُّمْ لَمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرَحْمَةٌ خَيْرٌ مِّمَّا
يَجْمَعُوْنَ ﴿۱۵۷﴾ وَلَئِنْ مُّتُّمْ اَوْ قُتِلْتُمْ لَاِالَى اللّٰهِ تُحْشَرُوْنَ ﴿۱۵۸﴾
فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ
الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ حَوْلِكَ ۠ فَاعْفُ عَنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمْ وَ
شَاوِرْهُمْ فِي الْاَمْرِ ۚ فَاِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ
الْمُتَوَكِّلِيْنَ ﴿۱۵۹﴾ اِنْ يَّنْصُرْكُمُ اللّٰهُ فَلَا غَالِبَ لَكُمْ ۚ وَاِنْ يَّخْذُلْكُمْ

અને તમારા બધા જ કામો ઉપર તે જ નજર રાખે છે. જો તમે અલ્લાહના માર્ગમાં માર્યા જાઓ અથવા મરી જાઓ તો અલ્લાહની જે કૃપા અને માફી તમારા હિસ્સામાં આવશે તે એ તમામ વસ્તુઓ કરતાં વધારે સારી છે જે આ લોકો ભેગી કરે છે. અને ચાહે તમે મરો કે માર્યા જાઓ, છેવટે તમારે બધાએ સમેટાઈને જવાનું તો અલ્લાહની જ તરફ છે.

(હે પયગમ્બર,) આ અલ્લાહની મોટી કૃપા છે કે તમે આ લોકો માટે ઘણાં મૃદુ સ્વભાવના પુરવાર થયાં છો. નહીં તો જો તમે કડક સ્વભાવના અને કઠોરહૃદયી હોત તો આ બધાં તમારી આસપાસથી અલગ જાત. તેમના ગુના માફ કરી દો, તેમના માટે માફીની દુઆ કરો, અને દીનના કામમાં તેમને પણ વિચારવિમર્શમાં સામેલ રાખો, પછી જ્યારે તમારો ઈરાદો કોઈ કામ ઉપર મક્કમ થઈ જાય ત્યારે અલ્લાહ ઉપર ભરોસો કરો, અલ્લાહને એ લોકો પસંદ છે જે તેના જ ભરોસે કામ કરે છે. અલ્લાહ તમારી મદદે હોય ત્યારે કોઈ તાકાત તમારી ઉપર વિજયી થવાની નથી, અને તે તમને છોડી દે, તો તેના પછી

فَمَنۡ ذَا الَّذِىۡ يَنۡصُرُكُمۡ مِّنۡۢ بَعۡدِهٖ‌ ؕ وَعَلَى اللّٰهِ فَلۡيَتَوَكَّلِ
الۡمُؤۡمِنُوۡنَ ﴿۱۶۰﴾ وَمَا كَانَ لِنَبِىٍّ اَنۡ يَّغُلَّ‌ ؕ وَمَنۡ يَّغۡلُلۡ يَاۡتِ
بِمَا غَلَّ يَوۡمَ الۡقِيٰمَةِ‌ ۚ ثُمَّ تُوَفّٰى كُلُّ نَفۡسٍ مَّا كَسَبَتۡ وَهُمۡ
لَا يُظۡلَمُوۡنَ ﴿۱۶۱﴾ اَفَمَنِ اتَّبَعَ رِضۡوَانَ اللّٰهِ كَمَنۡۢ بَآءَ بِسَخَطٍ
مِّنَ اللّٰهِ وَمَاۡوٰٮهُ جَهَنَّمُ‌ ؕ وَبِئۡسَ الۡمَصِيۡرُ ﴿۱۶۲﴾ هُمۡ دَرَجٰتٌ

**કોણ છે જે તમારી મદદ કરી શકતો હોય ? તો જે સાચા મોમિનો છે તેમણે અલ્લાહની જ ઉપર ભરોસો રાખવો જોઈએ.**

**કોઈ નબીનું આ કામ હોઈ ન શકે કે તે વિશ્વાસઘાત કરી બેસે[૧૧૪] — અને જો કોઈ વિશ્વાસઘાત કરે તો તે તેના વિશ્વાઘાત સહિત કયામતના દિવસે હાજર થઈ જશે, પછી દરેક માણસને તેની કમાણીનો પૂરેપૂરો બદલો મળી જશે અને કોઈની ઉપર જુલ્મ નહીં થાય — આ કઈ રીતે બની શકે કે જે માણસ હમેશાં અલ્લાહની મરજી મુજબ ચાલતો હોય તે એ માણસ જેવાં કામ કરે જે અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયો હોય અને જેનું અંતિમ ઠેકાણું જહન્નમ હોય જે સૌથી ખરાબ ઠેકાણું છે ? અલ્લાહને ત્યાં**

(૧૧૪) જે તીરંદાજોને નબી સ.અ.વ.એ પાછળના ક્ષેત્રના રક્ષણ માટે બેસાડ્યા હતાં, તેમણે જયારે જોયું કે દુશ્મનની સેના પાછી ફરી રહી છે ત્યારે તેમને એવી શંકા થઈ કે કયાંક તમામ ગનીમતનો માલ એ જ લોકોને ન મળી જાય જે આને લૂંટી રહ્યાં છે અને અમે વહેંચણી વખતે વંચિત રહી જઈએ. આ જ કારણે તેમણે પોતાનું સ્થાન છોડી દીધું હતું. લડાઈ પૂરી થઈ ગયા પછી જયારે નબી સ.અ.વ. મદીના પરત આવ્યાં ત્યારે આપે એ લોકોને બોલાવીને આ આજ્ઞાભંગનું કારણ પૂછ્યું. તેમણે જવાબમાં કેટલાક બહાના આપ્યાં જે સાવ કમજોર હતાં. એ વખતે નબી સ.અ.વ. એ કહ્યું **بل ظننتم انا نغل ولا نقسم لكم** "મૂળ વાત આ છે કે તમને અમારી ઉપર ભરોસો ન હતો, તમે એવું ધારી લીધું કે અમે તમારી સાથે બેઈમાની કરીશું અને તમને ભાગ આપીશું નહીં." આ આયતનો ઈશારો આ જ મામલા તરફ છે. આ આયતમાં અલ્લાહતઆલાનો આશય આ છે કે જયારે તમારા લશ્કરનો સેનાપતિ ખુદ અલ્લાહનો પોતાનો નબી હતો અને બધા જ મામલાઓ તેના જ હાથમાં હતાં, ત્યારે તમારા દિલમાં આ શંકા કેવી રીતે જન્મી કે નબીના હાથમાં તમારા હિત સુરક્ષિત નહીં રહે. શું ખુદાના પયગમ્બર પાસેથી આવી અપેક્ષા રાખો છો કે જે માલ તેની દેખરેખ હેઠળ હોય તેની વહેંચણી પ્રમાણિકતા, અમાનત અને ન્યાય સિવાય બીજી કોઈ રીતે પણ થઈ શકે છે ?

عِنۡدَ اللّٰهِ ؕ وَاللّٰهُ بَصِيۡرٌۢ بِمَا يَعۡمَلُوۡنَ ﴿۱۶۳﴾ لَقَدۡ مَنَّ اللّٰهُ عَلَى
الۡمُؤۡمِنِيۡنَ اِذۡ بَعَثَ فِيۡهِمۡ رَسُوۡلًا مِّنۡ اَنۡفُسِهِمۡ يَتۡلُوۡا
عَلَيۡهِمۡ اٰيٰتِهٖ وَيُزَكِّيۡهِمۡ وَيُعَلِّمُهُمُ الۡكِتٰبَ وَالۡحِكۡمَةَ ۚ وَ
اِنۡ كَانُوۡا مِنۡ قَبۡلُ لَفِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿۱۶۴﴾ اَوَلَمَّاۤ اَصَابَتۡكُمۡ
مُّصِيۡبَةٌ قَدۡ اَصَبۡتُمۡ مِّثۡلَيۡهَا ۙ قُلۡتُمۡ اَنّٰى هٰذَا ؕ

النصف

**બંને પ્રકારના માણસો વચ્ચે ઘણો તફાવત છે અને અલ્લાહ બધાના કાર્યો ઉપર નજર રાખે છે. હકીકતમાં ઈમાનવાળા લોકો ઉપર તો અલ્લાહે આ ઘણો મોટો ઉપકાર કર્યો છે કે તેમની વચ્ચે ખુદ તેમનામાંથી જ એવો પયગમ્બર ઉઠાવ્યો જે તેની આયતો તેમને સંભળાવે છે, તેમના જીવન સુધારે છે અને તેમને ગ્રંથ અને ડહાપણનું શિક્ષણ આપે છે, જો કે આ અગાઉ આ જ લોકો ખુલ્લી ગુમરાહીઓમાં પડેલા હતાં.**

**અને આ તમારી શું હાલત છે કે જ્યારે તમારી ઉપર મુસીબત આવી ગઈ ત્યારે તમે કહેવા લાગ્યાં કે આ ક્યાંથી આવી ?[૧૧૫] જો કે (બદ્રની લડાઈમાં) આના કરતાં બમણી મુસીબત તમારા હાથે (વિરોધી પક્ષ ઉપર) આવી ગયેલી છે.[૧૧૬]**

(૧૧૫) મોખરાના સહાબીઓ તો જાણે કે સત્યના પારખી હતાં અને કોઈ ગેરસમજમાં પડી શકે તેમ ન હતાં, પરંતુ સામાન્ય મુસલમાનો એમ માની રહ્યા હતાં કે જ્યારે અલ્લાહનો રસૂલ અમારી વચ્ચે હાજર છે અને અલ્લાહની મદદ અને ટેકો અમારી સાથે છે, ત્યારે કાફિરો કોઈપણ સંજોગોમાં અમારી ઉપર વિજય મેળવી જ ન શકે. એટલા માટે ઉહુદમાં તેમનો પરાજય થયો ત્યારે તેમની અપેક્ષા ઉપર ભારે આઘાત થયો અને તેમણે પરેશાન થઈને પૂછવા માંડ્યું કે, આ શું થયું ? અમે અલ્લાહના દીનની ખાતર લડવા ગયાં, તેની મદદનું વાચન અમારી સાથે હતું, તેનો રસૂલ જાતે લડાઈના મેદાનમાં હાજર હતો, તેમ છતાં પણ અમે હારી ગયાં ? અને હાર પણ એ લોકોના હાથે જે અલ્લાહના દીનનો નાશ કરવા માટે આવ્યા હતાં ? આ આયતો આ જ હેરાનીને દૂર કરવા માટે ઉતારવામાં આવી છે.

(૧૧૬) ઉહુદની લડાઈમાં મુસલમાનોના ૭૦ માણસો શહાદત પામ્યાં. આનાથી વિરૂદ્ધ બદ્રની લડાઈમાં મુસલમાનોના હાથે ૭૦ કાફિરો માર્યા ગયા હતાં અને ૭૦ માણસો કેદ પકડાયા હતાં.

قُلْ هُوَ مِنْ عِنْدِ اَنْفُسِكُمْ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿١٦٥﴾
وَ مَاۤ اَصَابَكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ فَبِاِذْنِ اللّٰهِ وَ لِيَعْلَمَ
الْمُؤْمِنِيْنَ ﴿١٦٦﴾ۙ وَ لِيَعْلَمَ الَّذِيْنَ نَافَقُوْا ۖۚ وَ قِيْلَ لَهُمْ تَعَالَوْا
قَاتِلُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ اَوِ ادْفَعُوْا ؕ قَالُوْا لَوْ نَعْلَمُ قِتَالًا
لَّا اتَّبَعْنٰكُمْ ؕ هُمْ لِلْكُفْرِ يَوْمَئِذٍ اَقْرَبُ مِنْهُمْ لِلْاِيْمَانِ ۚ
يَقُوْلُوْنَ بِاَفْوَاهِهِمْ مَّا لَيْسَ فِىْ قُلُوْبِهِمْ ؕ وَ اللّٰهُ اَعْلَمُ

**હે નબી, આમને કહો, આ મુસીબત તમારી પોતાની લાવેલી છે,[૧૧૭] અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શકિતમાન[૧૧૮] છે. જે નુકસાન લડાઈના દિવસે તમને પહોંચ્યું તે અલ્લાહના હુકમથી હતું અને એટલા માટે હતું કે અલ્લાહ જોઈ લે કે તમારામાંથી મોમિનો કોણ છે અને દંભીઓ કોણ. એ દંભીઓ કે જેમને જ્યારે કહેવામાં આવ્યું, ''આવો અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અથવા ઓછામાં ઓછું (તમારા શહેરનું) રક્ષણ જ કરો, ત્યારે કહેવા લાગ્યાં, જો અમને ખબર હોત કે આજે યુદ્ધ થશે તો અમે ચોક્કસ તમારી સાથે આવ્યાં હોત.[૧૧૯] આ વાત જ્યારે તેઓ કહી રહ્યા હતાં એ વખતે તેઓ ઈમાનની સરખામણીમાં કુફ્રથી વધારે નજીક હતાં. તેઓ તેમના મુખેથી એ વાતો કહે છે જે તેમના દિલોમાં નથી હોતી અને જે કંઈ તેઓ દિલોમાં છુપાવે છે, અને અલ્લાહ તેને**

(૧૧૭) એટલે કે આ તમારી નબળાઈઓ અને ભૂલોનું પરિણામ છે. તમે ધીરજ ન રાખી, અમુક કામ સંયમની વિરૂદ્ધ કર્યાં, આજ્ઞાભંગ કર્યો, માલની લાલચમાં પડ્યાં, અંદરોઅંદર ઝઘડાં અને મતભેદ કર્યાં, પછી શા માટે પૂછો છો કે આ મુસીબત કયાંથી આવી?

(૧૧૮) એટલે કે જો અલ્લાહ તમને વિજય આપવાની શક્તિ ધરાવે છે તો પરાજય અપાવવાની પણ શક્તિ ધરાવે છે.

(૧૧૯) અબ્દુલ્લાહ બિન ઉબ્બૈ જયારે ૩૦૦ મુનાફિકો-દંભીઓને તેની સાથે લઈને રસ્તામાંથી પાછો ફરવા લાગ્યો ત્યારે કેટલાક મુસલમાનોએ જઈને તેને સમજાવવાનો પ્રયાસ કર્યો અને સાથે આવવા માટે રાજી કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેણે જવાબ આપ્યો કે, અમને વિશ્વાસ છે કે આજે લડાઈ નહીં થાય, એટલે અમે જઈ રહ્યાં છીએ, નહીં તો જો અમને આપેક્ષા હોત કે આજે લડાઈ થશે તો અમે ચોકકસ સાથે આવત.

بِمَا يَكْتُمُوْنَ ۚ ﴿١٦٧﴾ اَلَّذِيْنَ قَالُوْا لِاِخْوَانِهِمْ وَ قَعَدُوْا لَوْ اَطَاعُوْنَا
مَا قُتِلُوْا ؕ قُلْ فَادْرَءُوْا عَنْ اَنْفُسِكُمُ الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٦٨﴾
وَ لَا تَحْسَبَنَّ الَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتًا ؕ بَلْ اَحْيَآءٌ
عِنْدَ رَبِّهِمْ يُرْزَقُوْنَ ۙ ﴿١٦٩﴾ فَرِحِيْنَ بِمَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۙ
وَ يَسْتَبْشِرُوْنَ بِالَّذِيْنَ لَمْ يَلْحَقُوْا بِهِمْ مِّنْ خَلْفِهِمْ ۙ
اَلَّا خَوْفٌ عَلَيْهِمْ وَ لَا هُمْ يَحْزَنُوْنَ ۘ ﴿١٧٠﴾ يَسْتَبْشِرُوْنَ بِنِعْمَةٍ
رુકૂઅ ૧૭ مِّنَ اللّٰهِ وَ فَضْلٍ ۙ وَّ اَنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُؤْمِنِيْنَ ﴿١٧١﴾ ۚ

સારી રીતે જાણે છે. આ એ જ લોકો છે જે પોતે તો બેઠા રહ્યાં અને તેમના જે ભાઈઓ લડવા ગયાં અને માર્યા ગયાં તેમના વિષે તેમણે કહી દીધું કે જો તેમણે અમારી વાત માની લીધી હોત તો માર્યા ન જાત. તેમને કહો કે જો તમે તમારી આ વાતમાં સાચા છો તો ખુદ તમારું મોત આવે ત્યારે તેને ટાળીને દેખાડી દેજો.

જે લોકો અલ્લાહના માર્ગમાં કતલ થયાં છે તેમને મૃત ન માનો, તેઓ તો હકીકતમાં જીવિત છે,[૧૨૦] તેમના માલિકને ત્યાં રોજી મેળવી રહ્યાં છે, જે કંઈ અલ્લાહે તેની કૃપાથી તેમને આપ્યું છે તે બદલ ખુશખુશાલ છે,[૧૨૧] અને સંતુષ્ટ છે કે જે ઈમાનવાળાં તેમની પાછળ દુનિયામાં રહી ગયાં છે અને હજી ત્યાં પહોંચ્યાં નથી તેમના માટે પણ કોઈ ભય અને દુઃખનું કારણ નથી. તેઓ અલ્લાહના ઈનામ અને તેની કૃપા બદલ આનંદિત અને ખુશ છે અને તેઓ જાણી ગયાં છે કે અલ્લાહ મોમિનોના વળતરને વ્યર્થ જવા દેતો નથી. (રુકૂઅ-૧૭)

(૧૨૦) સમજૂતી માટે જૂઓ, સૂરઃ બકરહ નોંધ ક્રમાંક - ૧૫૫

(૧૨૧) મસ્નદ અહમદમાં નબી સ.અ.વ.ની એક હદીસ નોંધાયેલી છે જેનો વિષય આ પ્રમાણે છે કે, જે માણસ નેક અમલ કરીને દુનિયામાંથી જાય છે તેને અલ્લાહને ત્યાં એટલી હદે આનંદથી ભરપુર જીવન મળે છે કે જેના પછી તે કયારેય દુનિયામાં પાછા આવવાની ઈચ્છા નથી કરતો. પરંતુ શહીદ આમાંથી બાકાત છે. તે તમન્ના કરે છે કે, તેને ફરીથી દુનિયામાં મોકલવામાં આવે અને તે ફરીથી એ લિજ્જત, એ આનંદ અને એ નશો માણે જે ખુદાના માર્ગમાં પ્રાણ આપતી વખતે તેને પ્રાપ્ત થાય છે.

الَّذِينَ اسْتَجَابُوا لِلَّهِ وَالرَّسُولِ مِنْ بَعْدِ مَا أَصَابَهُمُ
الْقَرْحُ ۚ لِلَّذِينَ أَحْسَنُوا مِنْهُمْ وَاتَّقَوْا أَجْرٌ عَظِيمٌ ﴿١٧٢﴾
الَّذِينَ قَالَ لَهُمُ النَّاسُ إِنَّ النَّاسَ قَدْ جَمَعُوا لَكُمْ
فَاخْشَوْهُمْ فَزَادَهُمْ إِيمَانًا ۖ وَقَالُوا حَسْبُنَا اللَّهُ وَ
نِعْمَ الْوَكِيلُ ﴿١٧٣﴾ فَانْقَلَبُوا بِنِعْمَةٍ مِنَ اللَّهِ وَفَضْلٍ

**જેમણે ઘા ખાધા પછી પણ અલ્લાહ અને પયગમ્બરની હાકલ સાંભળીને હકારમાં જવાબ આપ્યો[૧૨૨] તેમનામાંથી જે માણસો સદાચારી અને સંયમી છે તેમના માટે મોટું વળતર છે. અને એ કે જેમને[૧૨૩] લોકોએ કહ્યું કે "તમારી વિરુદ્ધ મોટી સેનાઓ એકત્ર થઈ છે, તેમનાથી ડરો," તો આ સાંભળીને તેમનું ઈમાન ઓર વધી ગયું અને તેમણે જવાબ આપ્યો કે "અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે જ ઉત્તમ કાર્યસાધક છે. આખરે તેઓ અલ્લાહતઆલાની નિયામત અને કૃપા સાથે પાછા આવ્યાં, તેમને કોઈ પ્રકારની**

(૧૨૨) ઉહુદની લડાઈમાંથી પાછા ફરીને જયારે મુશ્રિક લોકો થોડા માઈલ દૂર જતા રહ્યાં ત્યારે તેમને ભાન થયું અને તેમણે એકબીજાને કહ્યું કે, આપણે આ કેવું કૃત્ય કર્યું કે મુહમ્મદની શક્તિને તોડી નાખવાનો જે કિંમતી અવસર આપણને મળ્યો હતો તેને ગુમાવીને આવતા રહ્યાં. એટલા માટે એક જગ્યાએ રોકાઈને તેમણે અંદરોઅંદર મસલત કરી કે મદીના ઉપર તરત જ બીજો હુમલો કરી દેવામાં આવે. પરંતુ પછી હિંમત થઈ નહીં અને મક્કા પાછા જતા રહ્યાં. આ તરફ નબી સ.અ.વ.ને પણ એવો અંદાજ હતો કે આ લોકો કયાંક પાછા ફરીને આવે નહીં. એટલા માટે ઉહુદની લડાઈના બીજા જ દિવસે આપે મુસલમાનોને ભેગા કર્યા અને કહ્યું કે, કાફિરોનો પીછો કરવા માટે જવું જોઈએ. જો કે આ ખૂબ નાજુક સમય હતો, તેમ છતાં પણ જે સાચા મુસલમાનો હતાં તે પ્રાણ કુરબાન કરવા માટે તૈયાર થઈ ગયાં અને નબી સ.અ.વ.ની સાથે હમરા અલ અસદ સુધી ગયાં જે મદીનાથી આઠ માઈલના અંતરે આવેલું છે. આ આયતનો ઈશારો આ જ શૂરવીરો તરફ છે.

(૧૨૩) આ કેટલીક આયતો ઉહુદની લડાઈના એક વર્ષ પછી ઉતરી હતી પરંતુ કેમ કે તેમનો સંબંધ ઉહુદની ઘટનાઓ સાથે જ હતો તેથી તેમને પણ આ પ્રવચનમાં સામેલ કરી લેવામાં આવી.

لَّمۡ يَمۡسَسۡهُمۡ سُوۡٓءٌ ۙ وَّ اتَّبَعُوۡا رِضۡوَانَ اللّٰهِ ؕ وَاللّٰهُ ذُوۡ فَضۡلٍ
عَظِيۡمٍ ﴿۱۷۴﴾ اِنَّمَا ذٰ لِكُمُ الشَّيۡطٰنُ يُخَوِّفُ اَوۡلِيَآءَهٗ ۖ فَلَا تَخَافُوۡهُمۡ
وَخَافُوۡنِ اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿۱۷۵﴾ وَلَا يَحۡزُنۡكَ الَّذِيۡنَ
يُسَارِعُوۡنَ فِى الۡكُفۡرِ ۚ اِنَّهُمۡ لَنۡ يَّضُرُّوا اللّٰهَ شَيۡـًٔا ؕ يُرِيۡدُ اللّٰهُ

**પણ હાનિ પહોંચી નહીં અને અલ્લાહની મરજી મુજબ ચાલવાનું બહુમાન પણ તેમને પ્રાપ્ત થઈ ગયું, અલ્લાહ મોટો કૃપાવાન છે. હવે તમને ખબર પડી ગઈ કે તે ખરેખર શૈતાન હતો જે તેના મિત્રોથી ખોટી રીતે બીવડાવી રહ્યો હતો. એટલા માટે ભવિષ્યમાં તમે લોકોથી ન ડરતાં, મારાથી ડરજો જો તમે ખરેખર ઈમાનવાળાં છો.**[૧૨૪]

**(હે પયગમ્બર,) જે લોકો આજે કુફ્રના માર્ગમાં ભારે દોડધામ કરી રહ્યાં છે તેમની પ્રવૃત્તિઓ તમને દુઃખી ન કરે, આ અલ્લાહનું કંઈ પણ બગાડી શકશે નહીં. અલ્લાહનો ઈરાદો આ છે કે**

(૧૨૪) ઉહુદમાંથી પાછા ફરતી વખતે અબૂસુફયાન મુસલમાનોને પડકાર આપીને ગયો હતો કે આવતા વર્ષે બદ્રમાં અમારી અને તમારી વચ્ચે ફરીથી મુકાબલો થશે પરંતુ જયારે વાયદાનો સમય નજીક આવ્યો ત્યારે તે હિંમત હારી બેઠો કેમ કે એ વર્ષે મક્કામાં દુષ્કાળ પડ્યો હતો. તેથી તેણે આનાથી બચવા માટે એવી ચાલાકી કરી કે ગુપ્ત રીતે એક માણસને મોકલ્યો, જેણે મદીના પહોંચીને મુસલમાનોમાં એવી ખબરો વહેતી કરી દીધી, કે આ વર્ષે કુરૈશે ઘણી ભારે તૈયારી કરી છે અને એવું મોટું લશ્કર ભેગું કરી રહ્યાં છે જેનો મુકાબલો આખા આરબજગતમાં કોઈ નહીં કરી શકે. આની પાછળનો આશય આ હતો કે મુસલમાનો ડરીને તેમની જગ્યાએ રોકાયેલાં રહે અને મુકાબલા માટે નહીં આવવાની જવાબદારી તેમની ઉપર આવે. અબૂસુફયાનની આ ચાલની અસર આ થઈ કે જયારે નબી સ.અ.વ.એ બદ્રની તરફ આગળ વધવા માટે મુસલમાનોને અપીલ કરી ત્યારે તેનો કોઈ ઉત્સાહવર્ધક જવાબ ન મળ્યો. છેવટે અલ્લાહના રસૂલ સ.અ.વ.એ પણ ભરી સભામાં જાહેર કરી દીધું કે જો કોઈ નહીં જાય તો હું એકલો જઈશ. આ સાંભળીને ૧૫૦૦ જેટલાં શૂરવીરો આપની સાથે જવા માટે ઉભા થઈ ગયાં અને આપ તેમને જ લઈને બદ્રની તરફ નીકળી પડ્યાં. બીજી તરફથી અબૂસુફયાન ૨૦૦૦ નું લશ્કર લઈને નીકળ્યો. પરંતુ બે દિવસનુ અંતર કાપીને તેણે તેના સાથીઓને કહ્યું કે, આ વર્ષે લડવાનું યોગ્ય જણાતું નથી. આવતા વર્ષે આવીશું. આમ તે અને તેના સાથીઓ પાછા વળી ગયાં. નબી સ.અ.વ. આઠ દિવસ સુધી બદ્ર મુકામે તેની રાહ જોતાં રોકાયેલા રહ્યાં અને એ સમય દરમ્યાન આપના સાથીઓએ એક વેપારી કાફલા સાથે વેપાર કરીને ભારે નાણાંકીય લાભ મેળવ્યો. પછી જયારે એવા સમાચાર મળ્યાં કે કાફિરો પાછા જતા રહ્યાં છે ત્યારે આપ મદીના પાછા આવી ગયાં.

اَلَّا يَجْعَلَ لَهُمْ حَظًّا فِى الْاٰخِرَةِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٧٦﴾
اِنَّ الَّذِيْنَ اشْتَرَوُا الْكُفْرَ بِالْاِيْمَانِ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ۚ
وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٧٧﴾ وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّمَا نُمْلِىْ
لَهُمْ خَيْرٌ لِّاَنْفُسِهِمْ ۗ اِنَّمَا نُمْلِىْ لَهُمْ لِيَزْدَادُوْٓا اِثْمًا ۚ
وَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٧٨﴾ مَا كَانَ اللّٰهُ لِيَذَرَ الْمُؤْمِنِيْنَ
عَلٰى مَآ اَنْتُمْ عَلَيْهِ حَتّٰى يَمِيْزَ الْخَبِيْثَ مِنَ الطَّيِّبِ ۗ وَمَا
كَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى الْغَيْبِ وَلٰكِنَّ اللّٰهَ يَجْتَبِىْ مِنْ

આખિરતમાં તેમના માટે કોઈ હિસ્સો ન રાખે, અને છેવટે તો તેમને સખત સજા મળવાની છે. જે લોકો ઈમાનને છોડીને કુફ્રના ખરીદાર બન્યાં છે, તેઓ નિઃશંક અલ્લાહનું કોઈ નુકસાન નથી કરી રહ્યાં, તેમના માટે પીડાકારી સજા તૈયાર છે. આ મહેતલ જે અમે તેમને આપી રહ્યાં છીએ તેને આ કાફિરો તેમના હિતમાં સારી ન માને, અમે તો તેમને એટલા માટે મહેતલ આપી રહ્યાં છીએ કે આ લોકો ગુનાઓનો ભારે બોજ ભેગો કરી લે, ત્યારે પછી તેમના માટે સખત અપમાનજનક સજા છે.

અલ્લાહ મોમિનોને એ સ્થિતિમાં કદાપિ નહીં રહેવા દે જેમાં તમે લોકો અત્યારે છો,[૧૨૫] તે પાક લોકોને નાપાક લોકોથી અલગ કરીને રહેશે. પરંતુ અલ્લાહની આ રીત નથી કે તમને ગેબની વાતો જણાવી દે.[૧૨૬] ગેબની વાતો જણાવવા માટે તો તે તેના પયગમ્બરોમાંથી જેને ઇચ્છે છે

(૧૨૫) એટલે કે અલ્લાહતઆલા મુસલમાનોના જૂથને એવી હાલતમાં જોવા માગતો નથી કે તેમની અંદર સાચા ઈમાનવાળા અને દંભીઓ, બધાં જ એક સાથે રહે.

(૧૨૬) એટલે કે મોમિન અને દંભી વચ્ચેના ભેદને સ્પષ્ટ કરવા માટે અલ્લાહતઆલા એવી રીત અપનાવતો નથી કે ગેબી રીતે મુસલમાનોને દિલોની હાલત બતાવી દે કે, કોણ મુસ્લિમ છે અને કોણ દંભી, બલ્કે તેના હુકમથી એવા અજમાયશ કરતા પ્રસંગો સામે આવશે જેમાં અનુભવ ઉપરથી મોમિન અને દંભીની સ્થિતિ સ્પષ્ટ થઈ જશે.

رُسُلِهٖ مَنۡ يَّشَآءُ ۖ فَاٰمِنُوۡا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَاِنۡ تُؤۡمِنُوۡا
وَتَتَّقُوۡا فَلَـكُمۡ اَجۡرٌ عَظِيۡمٌ ﴿۱۷۹﴾ وَلَا يَحۡسَبَنَّ الَّذِيۡنَ
يَبۡخَلُوۡنَ بِمَاۤ اٰتٰٮهُمُ اللّٰهُ مِنۡ فَضۡلِهٖ هُوَ خَيۡرًا لَّهُمۡ ؕ بَلۡ هُوَ
شَرٌّ لَّهُمۡ ؕ سَيُطَوَّقُوۡنَ مَا بَخِلُوۡا بِهٖ يَوۡمَ الۡقِيٰمَةِ ؕ وَلِلّٰهِ مِيۡرَاثُ
السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ خَبِيۡرٌ ﴿۱۸۰﴾ ع لَقَدۡ
سَمِعَ اللّٰهُ قَوۡلَ الَّذِيۡنَ قَالُوۡۤا اِنَّ اللّٰهَ فَقِيۡرٌ وَّنَحۡنُ اَغۡنِيَآءُ ۘ

રુકૂઅ ૧૮

**પસંદ કરી લે છે, એટલા માટે (ગેબની વાતોના વિષે) અલ્લાહ અને તેના પયગમ્બરો ઉપર ઈમાન રાખો. જો તમે ઈમાન અને ખુદાથી ડરવાના માર્ગે ચાલશો તો તમને મોટું વળતર મળશે.**

**જે લોકોને અલ્લાહે તેની કૃપાથી નવાજ્યાં છે અને પછી તેઓ કંજૂસાઈ આચરે છે તેઓ એવા ભ્રમમાં ન રહે કે આ કંજૂસાઈ તેમના માટે સારી છે. નહીં, આ તેમના માટે અત્યંત ખરાબ છે. જે કંઈ તેઓ તેમની કંજૂસાઈ દ્વારા ભેગું કરી રહ્યાં છે તે જ કયામતના દિવસે તેમના ગળાની બેડી બની જશે, આકાશો અને ધરતીનો વારસો અલ્લાહના જ માટે છે[૧૨૭] અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી વાકેફ છે. (રુકૂઅ-૧૮)**

**અલ્લાહે એ લોકોની વાત સાંભળી જે કહે છે કે અલ્લાહ ફકીર છે અને અમે સંપન્ન[૧૨૮] છીએ.**

(૧૨૭) એટલે કે ધરતી અને આકાશની જે વસ્તુ પણ કોઈ માણસ ઉપયોગ કરી રહ્યો છે તે હકીકતમાં અલ્લાહની જ માલિકીની છે અને તેની ઉપર તેનો કબજો અને ભોગવટો હંગામી છે. દરેકને તેના કબજા નીચેની વસ્તુઓથી એક દિવસે તો વંચિત થવાનું જ છે, અને છેવટે તો બધું જ અલ્લાહની પાસે રહી જવાનું છે. એટલા માટે બુદ્ધિશાળી એ છે જે આ હંગામી કબજાના સમય દરમ્યાન અલ્લાહના માર્ગમાં દિલ ખોલીને ખર્ચ કરે છે. અને એ ભારે બેવકૂફ છે જે તેને બચાવીને રાખવાની કોશિશ કરે છે.

(૧૨૮) આ કથન યહૂદીઓનું હતું. કુર્આનમજીદમાં જયારે આ આયત ઉતરી કે مَنۡ ذَا الَّذِىۡ يُقۡرِضُ اللّٰهَ قَرۡضًا حَسَنًا "કોણ છે જે અલ્લાહને સારૂં કરજ આપે," ત્યારે આની મજાક ઉડાવતાં યહૂદીઓ કહેવા લાગ્યાં કે, જી હા, અલ્લાહમિયાં ગરીબ થઈ ગયાં છે, હવે તેઓ બંદાઓ પાસેથી કરજ માગી રહ્યાં છે.

سَنَكْتُبُ مَا قَالُوْا وَ قَتْلَهُمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ۙ وَّ نَقُوْلُ
ذُوْقُوْا عَذَابَ الْحَرِيْقِ ﴿۱۸۱﴾ ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَ
اَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿۱۸۲﴾ ۚ اَلَّذِيْنَ قَالُوْۤا اِنَّ اللّٰهَ
عَهِدَ اِلَيْنَاۤ اَلَّا نُؤْمِنَ لِرَسُوْلٍ حَتّٰى يَاْتِيَنَا بِقُرْبَانٍ تَاْكُلُهُ
النَّارُ ؕ قُلْ قَدْ جَآءَكُمْ رُسُلٌ مِّنْ قَبْلِيْ بِالْبَيِّنٰتِ وَ
بِالَّذِيْ قُلْتُمْ فَلِمَ قَتَلْتُمُوْهُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۱۸۳﴾

**આમની આ વાતો પણ અમે લખી લઈશું, અને આ અગાઉ જે તેઓ પયગમ્બરોને નાહક કતલ કરતા રહ્યાં છે તે પણ તેમના આમાલનામામાં નોંધાયેલું છે. (જ્યારે ફેંસલાનો સમય આવશે તે વખતે) અમે તેમને કહીશું કે લો, હવે જહન્નમની સજાનો સ્વાદ માણો, આ તમારા પોતાના હાથોની કમાણી છે, અલ્લાહ તેના બંદાઓ માટે જુલમી નથી.**

**જે લોકો કહે છે ‘‘અલ્લાહે અમને આદેશ આપી દીધો છે કે અમે કોઈને પયગમ્બર ન માનીએ જ્યાં સુધી તે અમારી સામે એવી કુરબાની ન કરે જેને (ગેબમાંથી આવીને) આગ ખાઈ જાય.’’ એમને કહો ‘‘તમારી પાસે મારી પહેલાં ઘણાં પયગમ્બરો આવી ગયાં છે જે ઘણી સ્પષ્ટ નિશાનીઓ લાવ્યા હતાં અને એ નિશાની પણ લાવ્યા હતાં જેનો તમે ઉલ્લેખ કરો છો, પછી જો (ઈમાન લાવવા માટે આ શરત મૂકવામાં) તમે સાચા છો તો એ પયગમ્બરોને તમે શા માટે કતલ કર્યાં?’’**[૧૨૯]

(૧૨૯) બાઇબલમાં ઘણી જગ્યાએ આ ઉલ્લેખ થયો છે કે ખુદાને ત્યાં કોઈ માણસની કુરબાની સ્વીકારાઈ જવાની નિશાની આ હતી કે ગેબમાંથી એક આગ દેખા દઈને તેને ભસ્મ કરી દેતી હતી. (ગુજરાતી બાઈબલ જુઓ ૬ : ૨૦,૨૧, ૧૩:૧૯,૨૦). આ ઉપરાંત બાઈબલમાં એમ પણ આવે છે કે, કેટલીક વખતે કોઈ નબી હવનની કુરબાની કરતો હતો અને એક ગેબી આગ આવીને તેને ખાઈ જતી હતી. (અહ્‌બાર ૯:૨૪ અને ૨, કાળવૃત્તાંત ૭ : ૧ અને ૨) પરંતુ આવું કયાંય નથી લખ્યું કે આ જાતની કુરબાની નબૂવ્વતની કોઈ આવશ્યક નિશાની છે, અથવા જે માણસને આ ચમત્કાર અપાયો ન હોય તે કદાપિ નબી હોઈ શકે નહીં. આ માત્ર એક ઉપજાવી કાઢેલું બહાનું હતું જે યહૂદીઓએ મુહમ્મદ સ.અ.વ.ની નબૂવ્વતનો ઇનકાર કરવા માટે ઉપજાવી કાઢેલું હતું. પરંતુ સત્ય-દુશ્મનીનો આનાથી પણ વધુ મોટો પુરાવો આ હતો કે બનીઇસ્રાઈલમાંના નબીઓમાંથી

فَاِنْ كَذَّبُوْكَ فَقَدْ كُذِّبَ رُسُلٌ مِّنْ قَبْلِكَ جَآءُوْ بِالْبَيِّنٰتِ
وَالزُّبُرِ وَالْكِتٰبِ الْمُنِيْرِ ﴿۱۸۴﴾ كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ؕ وَاِنَّمَا
تُوَفَّوْنَ اُجُوْرَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَاُدْخِلَ
الْجَنَّةَ فَقَدْ فَازَ ؕ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ ﴿۱۸۵﴾
لَتُبْلَوُنَّ فِيْۤ اَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ ۫ وَلَتَسْمَعُنَّ مِنَ الَّذِيْنَ

---

**હવે હે મુહમ્મદ ! જો આ લોકો તમને ખોટા ઠેરવી રહ્યાં છે ત્યારે ઘણાં પયગમ્બરો તમારી પહેલાં ખોટાં ઠેરવવામાં આવેલાં છે જે સ્પષ્ટ નિશાનીઓ અને ગ્રંથો અને પ્રકાશ બક્ષનારા પુસ્તકો લાવ્યા હતાં. છેવટે દરેક માણસે મરવાનું છે અને તમે બધા પોતપોતાનાં વળતર કયામતના દિવસે પામવાના છો. સફળ ખરેખર એ છે જે ત્યાં દોજખની આગથી બચી જાય અને જન્નતમાં દાખલ કરી દેવામાં આવે. રહી આ માત્ર દુનિયા તો આ એક દેખીતી છેતરામણી વસ્તુ[130] છે.**

**મુસલમાનો, તમને માલ અને જાન બન્ને અજમાયશોનો સામનો કરવો જ પડશે અને તમે ગ્રંથવાળાં**

---

પણ કેટલાક એવાં નબી થયાં છે જેમણે આવી આગવાળી કુરબાનીનો ચમત્કાર દેખાડયો તો પણ આ ગુનાખોર વૃત્તિ ધરાવતા લોકો એમની હત્યા કરવાથી દૂર ન રહ્યાં. દા.ત. બાઈબલમાં હઝરત ઈલ્યાસ (એલયાહ તિશ્બી) વિષે લખ્યું છે કે તેમણે બળદના પૂજારીઓને પડકાર આપ્યો કે એક આમસભામાં એક બળદની કુરબાની તમે કરો અને એકની કુરબાની હું કરૂં છું. જેની કુરબાનીને ગેબી આગ ખાઈ જાય તે સત્ય ઉપર છે. આમ, એક મોટી જનમેદની સામે આ મુકાબલો થયો અને ગેબી આગે હઝરત ઈલ્યાસ અ.સ.ની કુરબાની ખાઈ લીધી. પરંતુ આનું જે પરિણામ આવ્યું તે આ હતું કે ઈસ્રાઈલના રાજાની ગૌપૂજક રાણી હઝરત ઈલ્યાસની દુશ્મન બની ગઈ, અને એ બૈરીનો ગુલામ રાજા, તેની રાણી ખાતર તેમને મારી નાખવા માટે પાછળ પડી ગયો અને તેમણે લાચાર થઈને દેશ છોડીને સીનાના દ્વિપકલ્પના પર્વતોમાં આશ્રય મેળવવો પડ્યો. (૧-રાજાઓ - પ્રકરણ - ૧૮ અને ૧૯) એટલા જ માટે અહીં કહેવામાં આવ્યું છે કે, હે સત્યના દુશ્મનો ! તમે કયા મોઢે આગવાળી કુરબાનીનો ચમત્કાર માગો છો ? જયારે પયગમ્બરોએ આ ચમત્કાર દેખાડ્યો હતો ત્યારે તેમની હત્યા કરવાથી તમે કયારે દૂર રહ્યાં છો. ?

(૧૩૦) એટલે કે આ દુનિયાના જીવનમાં જે પરિણામો આવે છે તેમને જ જો કોઈ માણસ સાચા અને છેલ્લા પરિણામ માની બેસે અને તેમને જ સત્ય અને અસત્ય, તથા નફા અને નુકસાનના ફેંસલાનો આધાર

أُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَ مِنَ الَّذِيْنَ اَشْرَكُوْٓا اَذًى كَثِيْرًا ؕ
وَ اِنْ تَصْبِرُوْا وَ تَتَّقُوْا فَاِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿۱۸۶﴾ وَ
اِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ
وَ لَا تَكْتُمُوْنَهٗ ۫ فَنَبَذُوْهُ وَرَآءَ ظُهُوْرِهِمْ وَ اشْتَرَوْا بِهٖ

**અને મુશ્રિકો પાસેથી અનેક દુઃખદાયક વાતો સાંભળશો. જો આ તમામ સંજોગોમાં તમે ધૈર્ય અને સંયમના માર્ગ ઉપર કાયમ રહો[૧૩૧] તો આ ભારે હિંમતનું કામ છે. આ ગ્રંથવાળાઓને એ વાયદો પણ યાદ દેવડાવો જે અલ્લાહે તેમની પાસેથી લીધો હતો કે તમારે ગ્રંથના ઉપદેશને લોકોમાં ફેલાવવો પડશે, તેને છુપાવીને રાખશો નહીં,[૧૩૨] પરંતુ તેમણે ગ્રંથને પીઠ પાછળ નાખી દીધો અને થોડી કિંમતના બદલે**

બનાવે, તો હકીકતમાં તે છેતરાઈ જશે. અહીં કોઈની ઉપર નિયામતોની વર્ષા થવી એ વાતનો પુરાવો નથી કે તે જ સત્ય ઉપર પણ છે અને તેને જ અલ્લાહના દરબારમાં સ્વીકૃતિ પણ મળેલી છે. અને એવી જ રીતે, અહીં કોઈનું મુસીબતો અને મુશ્કેલીઓમાં પડી જવું પણ ફરજીયાતપણે આ અર્થ ધરાવતું નથી કે તે અસત્ય ઉપર છે અને અલ્લાહના દરબારમાં હડધૂત થયેલો છે. ઘણી વખતે આ શરૂઆતના તબક્કાના પરિણામો એ છેવટના પરિણામોથી ઊલટાં આવે છે જે શાશ્વત જીવનના તબક્કામાં સામે આવવાનાં છે, અને સાચું મૂલ્ય એ જ પરિણામોનું છે.

(૧૩૧) એટલે કે એમનાં મહેણાં-ટોણાં, એમનાં આક્ષેપો, એમની વાત કરવાની બેહૂદી રીત, એમનો જુઠ્ઠો પ્રચાર, આ બધાની સામે અધીરા બનીને તમે એવી વાતો કરવા ન માંડો જે સચ્ચાઈ અને ન્યાય, ગૌરવ અને સભ્યતા, તથા ઉચ્ચ નીતિમત્તાની વિરૂદ્ધ હોય.

(૧૩૨) એટલે કે તેમને આ તો યાદ રહી ગયું કે કેટલાક પયગમ્બરોને આગમાં હોમવાની કુરબાનીઓ નિશાનીના રૂપમાં આપવામાં આવી હતી પરંતુ આ યાદ ન રહ્યું કે, અલ્લાહે તેનો ગ્રંથ તેમને સુપ્રત કરતી વખતે તેમની પાસેથી શું વાયદો લીધો હતો અને કઈ મોટી સેવાની જવાબદારી તેમની ઉપર નાખી હતી.

અહીં જે વાયદાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો ઉલ્લેખ બાઇબલમાં ઠેર ઠેર આવે છે. ખાસ કરીને પુનર્નિયમના પુસ્તકમાં હઝરત મૂસા અ.સ.નું જે છેલ્લું પ્રવચન નોંધવામાં આવ્યું છે તેમાં તેઓ વારંવાર બનીઇસ્રાઈલ પાસેથી વાયદો લે છે કે, જે હુકમો તમને મેં પંહોચાડ્યાં છે તેમને તમારા દિલ ઉપર કોતરી લેજો, તમારી આગામી પેઢીઓને શિખવાડજો. ઘરે બેઠાં, રસ્તે ચાલતાં, સૂતાં અને ઉઠતાં, દરેક ક્ષણે એમને યાદ કરતાં રહેજો. તમારા ઘરના આંગણા ઉપર અને દરવાજાઓ ઉપર એમને લખી લેજો. (૬ : ૪-૯) ત્યારપછી તેમની

ثَمَنًا قَلِيۡلًا ؕ فَبِئۡسَ مَا يَشۡتَرُوۡنَ ﴿۱۸۷﴾ لَا تَحۡسَبَنَّ الَّذِيۡنَ
يَفۡرَحُوۡنَ بِمَاۤ اَتَوْا وَّ يُحِبُّوۡنَ اَنۡ يُّحۡمَدُوۡا بِمَا لَمۡ يَفۡعَلُوۡا فَلَا
تَحۡسَبَنَّهُمۡ بِمَفَازَةٍ مِّنَ الۡعَذَابِۚ وَلَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ ﴿۱۸۸﴾
وَلِلّٰهِ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۱۸۹﴾ ع
اِنَّ فِىۡ خَلۡقِ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَاخۡتِلَافِ الَّيۡلِ وَالنَّهَارِ

રુકૂઅ ૧૯

**તેને વેચી નાખ્યો. કેવી ખરાબ લે-વેચ છે જે તેઓ કરી રહ્યાં છે. તમે એ લોકોને સજાથી સલામત ન માનો જે તેમના કરતૂકો ઉપર ખુશ છે અને ઈચ્છે છે કે એવા કાર્યોનાં વખાણ તેમને મળે જે ખરેખર તેમણે કર્યાં નથી.[૧૩૩] હકીકતમાં તેમના માટે પીડાકારી સજા તૈયાર છે. આકાશો અને ધરતીનો માલિક અલ્લાહ છે અને તેની કુદરત દરેક વસ્તુ ઉપર છવાયેલી છે. (રુકૂઅ-૧૯)**

**[૧૩૪]આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત અને દિવસના વારાફરતી આવવામાં**

છેલ્લી વસિયતમાં તેમણે  તાકીદ કરી કે ફિલિસ્તીનની હદમાં દાખલ થયા પછી પહેલું કામ આ કરજો કે, ઈબાલ પર્વત ઉપર મોટા મોટા પથ્થરો ગોઠવીને તૌરાતના આદેશો તેમની ઉપર કોતરી લેજો. (૨૭ : ૨ થી ૪) આ ઉપરાંત, બનીલાવીને તૌરાતની એક નકલ આપીને હુકમ આપ્યો કે, દર સાતમા વર્ષે ઈદેખયામ પ્રસંગે કોમના પુરૂષો, સ્ત્રીઓ, બાળકો, સૌને ઠેર ઠેર ભેગાં કરીને આ સમગ્ર પુસ્તક શબ્દેશબ્દ તેમને સંભળાવતાં રહેજો. આમ છતાં, અલ્લાહના ગ્રંથ પ્રત્યે બનીઈસ્રાઈલની ગફલત ધીમે ધીમે એટલી હદે પહોંચી ગઈ કે હઝરત મૂસા અ.સ.ના ૭૦૦ વર્ષ પછી હૈકલે સુલૈમાનીના ગાદીપતિ, તથા જેરૂસલેમના યહૂદી રાજા સુદ્ધાં, ને એ ખબર ન હતી કે તેમને ત્યાં તૌરાત નામનો ગ્રંથ પણ મોજૂદ છે. (૨-રાજાઓ , ૨૨ : ૮-૧૩)

(૧૩૩) દા.ત. તેઓ પોતાની પ્રસંશામાં એમ સાંભળવા માગે છે કે, આ મહાનુભાવો તો ખૂબ સંયમી છે, ધર્મિષ્ઠ અને પવિત્ર છે, ધર્મસેવક છે, શરીઅતના હિમાયતી છે, સુધારક અને શુદ્ધિ કરનાર છે, જો કે તેઓ કંઈ પણ નથી. અથવા પોતાના માટે એવો પ્રચાર કરાવવા માગે છે કે, ફલાણા માણસો ખૂબ સમર્પણવૃત્તિવાળાં, નિખાલસ અને પ્રમાણિક આગેવાનો છે અને તેમણે કોમની મોટી સેવા કરી છે, જો કે મામલો આનાથી સાવ ઊલટો છે.

(૧૩૪) આ પ્રવચનનો અંત છે.આનો સંબંધ ઉપરની નજીકની આયતો સાથે નહીં બલ્કે સમગ્ર સૂરઃ માં શોધવો જોઈએ. આને સમજવા માટે, ખાસ કરીને, સૂરઃ ની પ્રસ્તાવના ધ્યાનમાં રાખવી જરૂરી છે.

لَاٰيٰتٍ لِّاُولِي الْاَلْبَابِ ﴿١٩٠﴾ الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّ
قُعُوْدًا وَّ عَلٰى جُنُوْبِهِمْ وَ يَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ج
رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ج سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾
رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ط وَ مَا لِلظّٰلِمِيْنَ
مِنْ اَنْصَارٍ ﴿١٩٢﴾ رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ
اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ق رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَ كَفِّرْ

**એ બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે જે ઊઠતાં, બેસતાં અને સૂતાં દરેક સ્થિતિમાં ખુદાને યાદ કરે છે અને આકાશો અને ધરતીની રચના ઉપર વિચાર કરે છે,[૧૩૫] (તેઓ સહસા બોલી ઊઠે છે) ''પાલનહાર ! આ બધું તેં નિરર્થક અને હેતુ વિના બનાવેલું નથી, તું પાક છે આનાથી કે વ્યર્થ કામ કરે. તો હે માલિક, અમને દોજખની સજાથી બચાવી લે,[૧૩૬] તેં જેને દોજખમાં નાખ્યો તેને હકીકતમાં ભારે અપમાનિત અને ફજેતીમાં નાખી દીધો, અને પછી આવા અત્યાચારીઓનો કોઈ મદદગાર નહીં હોય. માલિક, અમે એક પોકારનારને સાંભળ્યો જે ઈમાનની તરફ બોલાવતો હતો અને કહેતો હતો કે તમારા માલિકને માનો. અમે તેનો સંદેશ સ્વીકારી લીધો,[૧૩૭] તો હે અમારા માલિક, જે ગુના અમારાથી થયાં છે તેમનાથી દરગુજર કર, જે બૂરાઈઓ**

(૧૩૫) એટલે કે આ નિશાનીઓ વડે કોઈ પણ માણસ સહેલાઈથી હકીકત સુધી પહોંચી શકે છે. શરત બસ એટલી જ છે કે તે ખુદાથી ગાફેલ ન હોય અને સૃષ્ટિની નિશાનીઓને પશુઓની જેમ ન જુઓ બલ્કે ચિંતન મનન કરવાની સાથે તેમનું અવલોકન કરે.

(૧૩૬) જ્યારે તેઓ સૃષ્ટિના તંત્રનું ધ્યાનપૂર્વક અવલોકન કરે છે ત્યારે આ હકીકત તેમની સમક્ષ સ્પષ્ટ થઈ જાય છે કે આ એક ડહાપણભરી વ્યવસ્થા છે અને આ વાત ડહાપણની તદ્દન વિરૂદ્ધ છે કે જે મખ્લૂકની અંદર અલ્લાહે નૈતિક સંવેદના પેદા કરી હોય, ભોગવટાના અધિકારો આપ્યાં હોય, બુદ્ધિ અને વિવેક એનાયત કર્યાં હોય, તેની પાસેથી દુનિયાના જીવનના કામોનો હિસાબ લેવામાં ન આવે, અને તેને નેકી બદલ વળતર અને બૂરાઈ માટે સજા આપવામાં ન આવે. આ રીતે સૃષ્ટિના તંત્ર ઉપર ચિંતન-મનન કરવાથી તેમને આખિરતનો વિશ્વાસ પ્રાપ્ત થઈ જાય છે અને તેઓ ખુદાની સજાથી રક્ષણ માગવા માંડે છે.

عَنَّا سَيِّاٰتِنَا وَ تَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ﴿١٩٣﴾ رَبَّنَا وَ اٰتِنَا مَا وَعَدْتَّنَا
عَلٰى رُسُلِكَ وَ لَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ﴿١٩٤﴾
فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ اَنِّيْ لَاۤ اُضِيْعُ عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ
ذَكَرٍ اَوْ اُنْثٰى ۚ بَعْضُكُمْ مِّنْۢ بَعْضٍ ۚ فَالَّذِيْنَ هَاجَرُوْا وَ اُخْرِجُوْا
مِنْ دِيَارِهِمْ وَ اُوْذُوْا فِيْ سَبِيْلِيْ وَ قٰتَلُوْا وَ قُتِلُوْا لَاُكَفِّرَنَّ

---

**અમારામાં છે તેમને દૂર કરી દે અને અમારો અંત સદાચારી લોકો સાથે કર. હે માલિક, જે વાયદા તેં તારા પયગમ્બરો મારફતે કર્યા છે તેમને અમારી સાથે પૂરા કર અને કયામતના દિવસે અમને ફજેતીમાં ન નાખ, નિઃશંક તું તારા વાયદાનું ઉલ્લંઘન કરનાર નથી.'[૧૩૮]**

**જવાબમાં તેમના માલિકે કહ્યું, "હું તમારામાંથી કોઈનું કર્મ વ્યર્થ કરવાનો નથી. ચાહે પુરૂષ હોય કે સ્ત્રી, તમે સૌ એકબીજાના એકજાતિના છો.[૧૩૯] એટલા માટે જે લોકોએ મારી ખાતર તેમના વતન છોડયાં અને જે મારા માર્ગમાં તેમના ઘરોમાંથી કાઢી મૂકાયાં અને સતાવવામાં આવ્યાં અને મારા માટે લડયાં અને માર્યા ગયાં તેમના તમામ ગુના હું**

---

(૧૩૭) આવી રીતે આ અવલોકન તેમને એ વાત ઉપર પણ સંતુષ્ટ કરી દે છે કે પયગમ્બર આ સૃષ્ટિ, અને તેના આરંભ તથા અંત વિષે જે દ્રષ્ટિબિંદુ રજૂ કરે છે, અને જીવનનો જે માર્ગ દેખાડે છે તે તદ્દન સત્ય છે.

(૧૩૮) એટલે કે તેમને આ બાબતમાં તો કોઈ શંકા નથી કે, અલ્લાહ તેના વાયદા પૂરાં કરશે, અલબત્ત, દ્વિધા એ બાબતમાં છે કે શું આ વાયદાઓ અમને પણ લાગુ પડી રહ્યાં છે કે કેમ ? એટલા માટે તેઓ અલ્લાહ સમક્ષ દુઆ ગુજારે છે કે, આ વાયદાઓના અમને હક્કદાર બનાવી દે અને અમારી સાથે તેમને પૂરાં કર, એવું ન થાય કે દુનિયામાં તો અમે પયગમ્બરો ઉપર ઈમાન લાવીને કાફિરોની મશ્કરી અને મહેણાં-ટોણાંનું લક્ષ્ય બનેલાં જ છીએ, કયામતમાં પણ આ કાફિરોની સામે અમારી ફજેતી થાય અને તેઓ અમારી ઉપર વાગ્બાણ મારે કે ઈમાન લાવીને પણ એમનું તો ભલું ન થયું.

(૧૩૯) એટલે કે તમે બધાં મનુષ્યો છો અને મારી નજરમાં સમાન છો. મારે ત્યાં એવો કાયદો નથી કે સ્ત્રી અને પુરુષ, માલિક અને નોકર, કાળા અને ગોરા, ઊંચા અને નીચા માટે ન્યાયના નિયમો અને ફેંસલાના માપદંડ અલગ અલગ હોય.

عَنۡهُمۡ سَيِّاٰتِهِمۡ وَ لَاُدۡخِلَنَّهُمۡ جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ ۚ
ثَوَابًا مِّنۡ عِنۡدِ اللّٰهِ ؕ وَاللّٰهُ عِنۡدَهٗ حُسۡنُ الثَّوَابِ ﴿۱۹۵﴾ لَا يَغُرَّنَّكَ
تَقَلُّبُ الَّذِيۡنَ كَفَرُوۡا فِى الۡبِلَادِ ﴿۱۹۶﴾ؕ مَتَاعٌ قَلِيۡلٌ ۙ ثُمَّ
مَاۡوٰٮهُمۡ جَهَنَّمُ ؕ وَبِئۡسَ الۡمِهَادُ ﴿۱۹۷﴾ لٰـكِنِ الَّذِيۡنَ اتَّقَوۡا
رَبَّهُمۡ لَهُمۡ جَنّٰتٌ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ فِيۡهَا
نُزُلًا مِّنۡ عِنۡدِ اللّٰهِ ؕ وَمَا عِنۡدَ اللّٰهِ خَيۡرٌ لِّلۡاَبۡرَارِ ﴿۱۹۸﴾ وَاِنَّ
مِنۡ اَهۡلِ الۡكِتٰبِ لَمَنۡ يُّؤۡمِنُ بِاللّٰهِ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡكُمۡ وَمَاۤ

الثلثة

માફ કરી દઈશ અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેમની નીચે નદીઓ વહેતી હશે. આ તેમનો બદલો છે અલ્લાહને ત્યાં અને સૌથી શ્રેષ્ઠ બદલો અલ્લાહની જ પાસે છે.'[૧૪૦]

હે નબી ! દુનિયાના દેશોમાં અલ્લાહના નાફરમાન લોકોની દોડધામ તમને ભ્રમમાં ન નાખે. આ માત્ર થોડા દિવસના જીવનનો અલ્પ આનંદ છે. પછી આ બધા જહન્નમમાં જશે જે સૌથી ખરાબ ઠેકાણું છે. આનાથી ઊલટું જે લોકો તેમના માલિકનો ડર રાખીને જીવન પસાર કરે છે તેમના માટે એવાં બાગો છે જેમની નીચે નદીઓ વહે છે, એ બાગોમાં તેઓ હંમેશાં રહેશે, અલ્લાહના તરફથી આ મિજબાનીનો સામાન છે તેમના માટે, અને જે કંઈ અલ્લાહ પાસે સદાચારીઓ માટે છે એ જ સર્વશ્રેષ્ઠ છે. ગ્રંથવાળાઓમાં પણ કેટલાક એવાં લોકો છે જે અલ્લાહને માને છે, આ ગ્રંથ ઉપર ઈમાન લાવે છે જે તમારી તરફ મોકલવામાં આવ્યો છે અને

(૧૪૦) રિવાયતમાં છે કે કેટલાક બિનમુસ્લિમો નબી સ.અ.વ.ની પાસે આવ્યાં અને કહ્યું કે, મૂસા અ.સ. લાઠી અને ચમકતો હાથ, એ બે ચમત્કાર લાવ્યા હતાં. ઈસા અ.સ. આંધળાંને દ્રષ્ટિવાન અને કુષ્ઠરોગીઓને સાજા કરી દેતા હતાં. બીજા પયગમ્બરો પણ કોઈને કોઈ ચમત્કારો લાવ્યા હતાં. આપ કહો કે આપ શું લાવ્યાં છો ? આના જવાબમાં નબી સ.અ.વ.એ તેમને આ રુકૂઅના આરંભથી અહીં સુધીની આયતો વાંચી સંભળાવી અને તેમને કહ્યું, હું તો આ લાવ્યો છું.

أُنْزِلَ إِلَيْهِمْ خٰشِعِيْنَ لِلّٰهِ ۙ لَا يَشْتَرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا
قَلِيْلًا ؕ اُولٰٓئِكَ لَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ
الْحِسَابِ ﴿١٩٩﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اصْبِرُوْا وَصَابِرُوْا وَرَابِطُوْا ۟ قف
وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٢٠٠﴾ ع




એ ગ્રંથ ઉપર પણ ઈમાન ધરાવે છે જે આની પહેલાં ખુદ તેમની તરફ મોકલવામાં આવ્યો હતો, અલ્લાહની સમક્ષ ઝૂકેલાં છે, અને અલ્લાહની આયતોને થોડી કિંમતમાં વેચી નથી નાખતાં. તેમનું વળતર તેમના માલિકની પાસે છે અને અલ્લાહ હિસાબ ચૂકવી આપવામાં વાર લગાડતો નથી.

હે લોકો જે ઈમાન લાવ્યાં છો, ધૈર્ય દાખવો, સત્ય વિરોધીઓની સામે દૃઢતા દાખવો,[૧૪૧] સત્યની સેવા માટે કટિબદ્ધ રહો, અને અલ્લાહથી ડરતા રહો, આશા છે કે સફળતા પામશો. (રુકૂઅ-૨૦)

(૧૪૧) આયતમાં صَابِرُوْا નો શબ્દ આવે છે. આના બે અર્થ છે, એક આ કે કાફિરો તેમના કુફ્ર ઉપર દૃઢતા દેખાડી રહ્યાં છે અને તેને વિજયી બનાવવા માટે જે જહેમત ઉઠાવી રહ્યાં છે તમે તેમની સરખામણીમાં તેમનાથી કરતાં વધારે દૃઢતા દાખવો. બીજો આ કે, તેમની સરખામણીમાં એકબીજાથી આગળ વધીને દૃઢતા દાખવો.